## સ્વામી ચરણે સેવક

"પ્રભુ પદ નખ માણિક્યથી થાય હાર્દતમ નષ્ટ"

પ્રેમ અવધૂત

# નાયગ્રાધોધને નીરખતાં...

**ના**રાયણ નૃ નમું તને, અભિન્ન ભાવે સર્વદા,
**ય**તિ અવિરત વહી અહીં યજ્ઞ કાર્ય કરતા સદા.

**ગ્રા**મે, નગરે, જલરૂપે સર્વને સુખ અર્પતા,
**ધો**ઇ કલ્મષ સકલજનનાં પરનાં સર્વ દુઃખો હરતા.

**ધ**ર્યો નર નારાયણે જાણે ધોધરૂપે જલાવતાર,
**ને** તેના સોહમ્ નાદે પામે જનો શાન્તિ અપાર.

**ન**મસ્કાર કરું તને સર્વાત્મભાવે સર્વદા,
**મું**ડે[1] વહાવ્યું પ્રેમ-ઝરણું અર્પું તે[2] ચરણે મુદા.

પ્રેમ અવધૂત

---

૧. મસ્તકમાં. ૨. રંગના.

**સંપાદક** : પ્રા. કુલીન ગ. ઉપાધ્યાય
મો. ૦૯૮૨૪૫ ૦૪૨૦૬

**પ્રકાશક** : ૮૦મી પ્રેમજયંતી સમિતિ
બી-૪૦૧, પરિશ્રમ ટાવર્સ,
નારણપુરા, અમદાવાદ-૩૮૦ ૦૧૩.

**ગ્રાફિક્સ** : શ્રી હાર્દિક રાજેન્દ્ર ઉપાધ્યાય
**'રાહ-રંગપ્રેમની'**
આણંદ.
(૦૨૬૯૨-૨૪૯૪૫૫)

**મુદ્રક** : શ્રી મુદ્રેશ પુરોહિત
**'સૂર્યા ઑફસેટ'**, અમદાવાદ.
(૦૨૭૧૭-૨૩૦૧૧૨)

**આવૃત્તિ** : દ્વિતીય,
જેઠ સુદ અગિયારસ, ૨૦૬૬
મંગળવાર, તા. ૨૨મી જુન, ૨૦૧૦
**પૂ. રુકમામ્બા પુણ્યતિથિ**

**પ્રત** : ૧૦૦૦

# આમુખ

ગુજરાતમાં દત્તભક્તિના પ્રચારને વેગ આપવામાં પૂ. બાપજીનો બહુ મોટો ફાળો છે. પૂ. બાપજીની અંગત સેવામાં જેમણે સેવાની કઠણ તપશ્ચર્યા કરી છે તેમને પૂ. બાપજીએ બદલામાં અનેકગણું આપી દીધું છે. પૂ. બાપજી જે જે સ્થળે રહ્યા તે તે સ્થળો આજે જાગ્રત સ્થાન બન્યા છે અને નારેશ્વર જેવા તીર્થધામ બન્યા છે. લીંચને તો પૂ.શ્રીએ (રંગ અવધૂત બાપજીએ) સ્વમુખે જ "મીની નારેશ્વર" ગણાવ્યું હતું. પૂ. બાપજીએ પોતાના અંગત ભક્તોમાં પોતાના સ્વરૂપનો અંશ પ્રસ્થાપિત કર્યો છે. આવા દરેક ભક્તો પૂજ્ય અવધૂતજીના જીવન સંદેશને ફેલાવવામાં પોતપોતાની રીતે ફાળો આપે છે. આ ભક્તો પૈકી પૂ.શ્રી પ્રેમ અવધૂતજીનું વિશિષ્ટ સ્થાન છે.

ઉત્તર ગુજરાતનું નાનકડું લીંચ ગામ, પૂ. બચુભાઇની અનોખી સૂઝભરી સેવાથી તીર્થધામ બની ગયું. શ્રી બચુભાઇની સેવાથી અત્યંત પ્રસન્ન થયેલા પૂ. બાપજી કહેતા, "બચુ! તેં મારી જે સેવા કરી છે અને મને અહીં જે શાંતિ અને આરામ મળે છે એવી સેવા, શાંતિ અને આરામ મને બીજે ક્યાંયે મળ્યા નથી. હરિદ્વારથી આવીને લીંચમાં જ આરામ કરીશ."

ડૉ. રતિલાલ પંડ્યાએ પૂછેલા એક પ્રશ્નના જવાબમાં પૂ.બાપજીએ કહેલું કે ગુજરાતમાં દેહ છોડીશ તો લીંચમાં છોડીશ. બીજા એક ભક્તે પૂછેલા જવાબમાં કહેલું કે હું સ્થૂલ દેહે ન હોઉં ત્યારે લીંચ જશો તો મનને શાંતિ મળશે. લીંચને મળેલું આવું સૌભાગ્ય પૂ. શ્રી બચુભાઇની નિર્વ્યાજ સેવાને જ આભારી છે.

પૂ. બચુભાઇ ભલે બહુ ભણેલા ન હોય પરંતુ યોગીઓને પણ અગમ્ય એવો પરમ ગહન સેવાધર્મનો મર્મ તેઓ પામી ગયા છે. પૂ. બાપજીની સેવામાં તેમનું મન કળી જઇ, એમને કેવી રીતે આરામ રહે, જરાય તકલીફ ના પડે, એ પ્રકારે તેમની જરૂરિયાત પ્રમાણે, વગર માગ્યે, જે તે વસ્તુ હાજર કરવાની કળા પૂ. શ્રી બચુભાઇએ સાધ્ય કરી હતી. પૂ. બાપજી એના માતૃશ્રીની ઉત્તરક્રિયા કરવા માટે જયારે મોરટક્કા ગયા ત્યારે પૂ. બાપજીને શૌચક્રિયામાં જરા પણ તકલીફ ન પડે એ પ્રકારનું- સહેલાઇથી સ્થળાંતર કરી શકાય એવું સંડાસ (Portable Commode) પૂ. શ્રી બચુભાઇ તૈયાર કરીને લઇ ગયા હતા. પૂ. બાપજીના આફ્રિકાના પ્રવાસ સમયે એ જ સંડાસ ઉપયોગમાં લેવાયું

હતું. પૂ. બાપજીએ આ સંડાસ જોઇને સેવામાં રહેલા મુ. સુમનભાઇને કહ્યું કે એને આ બધું કોણ સૂઝાડે છે? અને પૂ. બાપજીની એવી કૃપા-આશિષ વરસી ગઇ કે પૂ. બચુભાઇ તો સ્તબ્ધ જ થઇ ગયા. ભગવાન રામની સેવામાં હનુમાન જેમ સદા તત્પર રહેતા તેમ શ્રી બચુભાઇ પણ પૂ. બાપજીની કાળજી લેવામાં, સેવા કરવામાં તત્પર રહેતા. આજે પણ લીંચમાં પૂ. બાપજીની કુટીરમાં પૂ. બાપજી સદેહે વિદ્યમાન છે એવા ભાવ, શ્રદ્ધા ને વિશ્વાસ સાથે તેઓ તેમની સેવા પૂર્વવત્ કરી રહ્યા છે, તે લીંચ જનાર ભક્તોથી અજાણ નથી.

પ્રેમ અવધૂતજી માત્ર આદર્શ મૂક સેવક છે એવું જ નહીં પરંતુ તેમનાં વ્યક્તિત્વનાં બીજા પણ અનેક પાસાં છે.

પૂ.શ્રી બચુભાઇ એટલે નિરભિમાનિતાનું સાકાર સ્વરૂપ. પૂ.શ્રી શંકરાચાર્ય મહારાજ કહે છે તેમ ગુરુ શિષ્યમાં **સ્વીયં સામ્યં વિધત્તે।** પોતાનું સામ્ય પ્રગટ કરે છે. એટલે ભક્તો તે શિષ્યને ગુરુસ્વરૂપ માની પૂજવા માંડે છે. પૂ.શ્રી પ્રેમ અવધૂતજી પ્રત્યે ભક્તોનો ઊંચો ભાવ અને પ્રેમ હોવા છતાં તેઓ પૂ. બાપજીના સેવક તરીકે જ પોતાની જાતને રજૂ કરે છે અને તેથી જ તેઓ પાદુકાપૂજનના પ્રસંગે પૂ. બાપજીની જ પાદુકાનું પૂજન થાય એવો દઢાગ્રહ રાખે છે અને પોતાનું સ્થાન પાદુકાજીના સ્થાનથી નીચું રખાવે છે. પોતાની પૂજાની કે પોતાની જય બોલાવવાની ક્યારેય કોઇને અનુમતિ નથી આપતા. **“મારે અવધૂત નથી થવું, અવધૂતના થવું છે, મારે બાપજી નથી થવું, બાપજીના થવું છે”** એવું અતિ નમ્રતા ભરેલું નિવેદન હૃદયના ઊંડાણમાંથી આવે છે એવું સાંભળનારને લાગે છે જ.

આવી પરમ ગુરુભક્તિના ઉચ્ચ આદર્શને જીવંત રાખી, સેવક ભાવમાં જ રાચનાર શ્રી બચુભાઇ જીવનના સાઠમાં વર્ષમાં પ્રવેશ કરે છે ત્યારે તેમના વ્યાખ્યાનોનો આ સંગ્રહ પ્રગટ થાય છે તે ખરેખર અભિનંદનીય છે.

આ વ્યાખ્યાનો મેં રસપૂર્વક વાંચ્યા છે. ગુરુપૂર્ણિમા, દત્તજયંતી, રંગજયંતી પોતાના જન્મદિવસ કે મંગલ પ્રવચન જેવા અવસરોએ આપેલા આ વ્યાખ્યાનો છે. પ્રત્યેક વ્યાખ્યાનમાં પૂ. શ્રી પ્રેમ અવધૂતજીની ગુરુભક્તિ અને નિરભિમાનિતા દૃષ્ટિગોચર થાય છે. તેમના સ્વભાવની સરળતા તેમની ભાષામાં પણ ઉતરી આવી છે. વ્યાખ્યાન કરતી વખતે તેઓનું માનસિક અનુસંધાન પૂ. બાપજી સાથે જ હોય છે અને જાણે કે પૂ. બાપજી જેવું, જેટલું અને જે રીતે બોલાવે તેવું, તેટલું અને તે રીતે તેઓ બોલે છે.

તેમની ભાષા એટલી સરળ છે કે પૂ. મહાત્મા ગાંધીજી કહેતા હતા તેમ તે એક સામાન્ય કોશિયો પણ સમજી શકે તેવી છે. એમની ભાષામાં ક્લિષ્ટતા કે કૃત્રિમતા નથી. લાંબા લાંબા વાક્યો કે ગૂંચવાડાભરી વાક્ય રચના નથી કે વિદ્ધત્તાનું પ્રદર્શન નથી, પરિણામે આબાલવૃદ્ધ બધા આ વ્યાખ્યાનોને સહેલાઈથી માણી શકે તેવા છે. ક્યાંક ક્યાંક પ્રસંગની પુનરુક્તિ થાય છે પણ તે અનિવાર્ય છે.

પૂ. બાપજીની સેવામાં રહેતા રહેતા, પૂ. બાપજીની અલૌકિક અને અગમ્ય લીલાઓના એમને જે અનુભવ અને દર્શન થયેલાં તેનું આમાં સચોટ બયાન છે. જેમણે પૂ. બાપજીના દર્શન કર્યા નથી અને એમના લોકોત્તર ચમત્કાર જોયા નથી તેમને આ પ્રસંગોના વાચનથી પૂ. બાપજીના અલૌકિક જીવનની જરૂર ઝાંખી થશે એમાં જરાય શંકા નથી.

પૂ.પ્રેમ અવધૂતજીના ષષ્ટ્યબ્દ પ્રવેશ પ્રસંગે પ્રગટ થતી આ 'સેવા સૌરભ' પુસ્તિકા પૂ.બાપજીના અદ્‌ભુત અને અલૌકિક વ્યક્તિત્વની ઝાંખી કરાવતી રહે અને પૂ.પ્રેમ અવધૂતજી પૂર્ણ પુરુષાયુષ પ્રાપ્ત કરી પૂ.બાપજીનો મહિમા ગાતા રહી પૂ.બાપજીના વ્યક્તિત્વનાં વિધવિધ પાસાઓ આપણી આગળ પ્રગટ કરતાં રહે એવી ગુરુમહારાજને પ્રાર્થના કરું છું.

પૂ.બાપજીના પરમ કૃપાપાત્ર એવા તેમના પરમ સેવક પૂ.શ્રી પ્રેમ અવધૂતજીના ષષ્ટિ પ્રવેશ પ્રસંગે પ્રકાશિત થનાર તેમના વ્યાખ્યાનોના સંગ્રહ 'સેવા સૌરભ' માટે આમુખ લખવાનું મને સૌભાગ્ય આપવા બદલ હું ૬૦મી પ્રેમજન્મજયંતી સમિતિનો આભાર માનું છું. ગુરુમહારાજે મને આ માટે નિમિત્ત બનાવ્યો તે માટે હું તેમનો ઋણી છું. આ પણ ગુરુમહારાજની એક લીલા જ છે.

રાષ્ટ્રપતિ સંમાનિત,
ડૉ. અરુણોદય નટવરલાલ જાની

સંવત ૨૦૪૬, શ્રાવણ વદ ૯, મંગળવાર.
તા. ૩૧-૭-૧૯૯૦, વડોદરા.

*નિવૃત્ત પ્રોફેસર અને વિભાગાધ્યક્ષ
સંસ્કૃત, પ્રાકૃત, પાલી ભાષા અને
સાહિત્ય વિભાગ. મ.સ. યુનિ. વડોદરા.
*ભૂતપૂર્વ નિયામક પ્રાચ્ય વિદ્યામંદિર,
વડોદરા.

(સ્વ. ડૉ. અરુણોદય નટવરલાલ જાની દ્ધારા ૬૦મી પ્રેમજયંતીએ લખાયેલું આમુખ.)

# આવકાર

**ગુર્વનૃગ્રહમાત્રેણ વિચારઃ સુલભો નૃણામ્ ।**
**વિચારેણ પરં તત્ત્વં સ્વયમેવ પ્રકાશતે ॥** (દત્તપુરાણ ૪-૧-૧૬)

સદ્‌ગુરુના અનુગ્રહથી મનુષ્યને વિચાર સુલભ થાય છે અને વિચારથી પરમ તત્ત્વ પોતે જ પ્રકાશે છે.

જેમના ઉપર ભગવદ્ રંગ અવધૂત મહારાજશ્રીનો અનુગ્રહ થયો છે એવા શ્રી પ્રેમ અવધૂતજીએ વિવિધ પ્રસંગોએ આયોજકોની વિનંતિથી આપેલાં આશીર્વાદ પ્રવચનોનું સંકલન એક પુસ્તક રૂપે પ્રગટ થાય છે એથી ઘણા સમયની પરિવારજનોની માગ પૂરી થાય છે એ આનંદનો પ્રસંગ છે.

એમણે પૂ.શ્રીરંગ અવધૂતજીના સાંનિધ્યમાં રહેવાના પ્રસંગોએ શોધીશોધીને હૈયાસૂઝથી જે પરિચર્યા કરી તેનાથી પ્રસન્ન થઈને પૂ.શ્રીએ એમને હૃદયના આશીર્વાદ આપ્યા એ જ એમને માટે શક્તિપાતની દીક્ષા હતી. એથી એમનામાં પ્રજ્ઞાનો પ્રકાશ થયો અને એમની જીવનદૃષ્ટિમાં આમૂલ પરિવર્તન થયું જેનો અણસાર એમનાં પ્રવચનોમાં મળે છે. પૂ.શ્રીએ ગાયુ છે તેમ 'નેન વેણ પલટાય' (અવધૂતી આનંદ).

એમની વાગ્ધારામાં સદાચાર, ગુરુસેવા અને ગુરુભક્તિની ત્રિવેણી વહી રહી છે જે પૂ.શ્રીની વિચારધારાને અનુરૂપ છે. કવિઓ કહે છે - 'આચાર એ જ અવધૂતતણો પ્રચાર.' પૂ.શ્રી કહે છેઃ 'સેવા તપ કલિતાર' (અવધૂતી આનંદ). **નાસ્તિ તત્ત્વં ગુરોઃ પરમ ।** એ ગુરુગીતાનું વચન છે.

હવે એમનાં પ્રવચનોના અંતરંગમાં ઉતરીએ. એમણે કેટલાક શબ્દોનું વિશિષ્ટ અર્થઘટન કર્યું છે. દા.ત. ગુરુપૂર્ણિમા એટલે ગુરુ એજ પૂર્ણ મા. કથા એટલે તું બ્રહ્મ થા વગેરે.

શ્રીગુરુલીલામૃત વિશેના પરિસંવાદના પ્રસંગે પ્રથમ આઠ અધ્યાયો વિશે બોલતાં એમણે કહ્યું કે એમાં પૂ.શ્રીના વાઙમય દેહનાં અને યોગનાં અષ્ટાંગનું નિરુપણ છે એ એમના ચિંતનનો પરિપાક ગણાય.

માતા અનસૂયાના સતીત્વની પરીક્ષાના પ્રસંગને એ આગવી વિધેયાત્મક દૃષ્ટિએ રજૂ કરે છે. જયંતીઓ અને ઉત્સવોની ઉજવણી અંગે એમનું માર્ગદર્શન જીવનલક્ષી છે. એમની પોતાની જયંતીના એક પ્રસંગે ઉત્સવ ઉજવવા માટે આવવા ઈચ્છતા સૌને તત્કાલીન પોરબંદરના સંકટગ્રસ્તોની સહાય માટે, જવા આવવાના ભાડાની રકમ મોકલી આપવા એમણે આદેશ આપ્યો હતો. એમાં એમની પીડિતો પ્રત્યેની હમદર્દીની પ્રતીતિ થાય છે.

પૂ.શ્રીનાં જીવનની નાની મોટી ક્રિયાઓ અને પ્રસંગો સૌને માટે કેવા બોધપ્રદ છે એ બતાવીને સાચા ધર્મના આચારનું સ્પષ્ટીકરણ કરે છે અને એમના મૌનનું અદ્ભૂત સામર્થ્ય વર્ણવે છે. સેવાધર્મની મીમાંસા કરતાં એની ગહનતાનો ખ્યાલ આપીને સેવામાં તત્પરતા અને સાવધાનીનું મહત્ત્વ સમજાવે છે. કેટલાક પ્રવચનોમાં એમણે આત્મનિરીક્ષણની મહત્તા, દેવ અને ગુરુની ભક્તિની એકતા, સામુહિક સત્કર્મોની સામાજિક અને ધાર્મિક દૃષ્ટિએ ઉપયોગિતા અને લોકસંગ્રહની ભૂમિકાનો ખ્યાલ આપ્યો છે. ગુરુરેવ પરબ્રહ્મ એ ગુરુગીતાના વચન પ્રમાણે એ ગુરુભક્તિને પરબ્રહ્મ પરમાત્માની ભક્તિ ગણીને સર્વ સમર્પણ ભાવે એ સતત ગુરુભાવમાં કેવા લીન રહે છે એની પ્રતીતિ કરાવે છે.

યજ્ઞ વિશે બોલતાં એ કહે છે કે યજ્ઞનો હેતુ ભૌતિક સંપત્તિનું સંતુલન અને શુદ્ધિ છે. એ વૈદિક પ્રણાલીમાં સાચા સમાજવાદનું દર્શન થાય છે તેમજ યજ્ઞથી થતા પર્જન્ય દ્વારા સમાજ અને સૃષ્ટિનું પોષણ થાય છે.

મુંબઈ જેવા મહાનગરમાં આપેલા પ્રવચનમાં એ સમયગ્રસ્ત જીવનમાંથી ઈશ્વરસ્મરણ માટે સમય મેળવવાના માર્ગો બતાવી શ્વાસરૂપી પરમાત્માની દિવ્ય રત્નભેટનો આત્મોન્નતિ અર્થે સદુપયોગ કરવા આદેશ આપે છે.

એક પ્રવચનમાં એમણે સંકલ્પો અને સત્કર્મોના આઘાત પ્રત્યાઘાતોની સમજ, કર્મનું રહસ્ય, અશુભ વિચારને શુભ વિચારથી શમન કરવાના પૂ.શ્રીના સ્વાનુભવના નાના કુંભનાથના પ્રસંગનું ઉદાહરણ અને સમગ્રતામય જીવન દ્વારા વિશ્વશાન્તિની શક્યતાનો નિર્દેશ કર્યો છે.

લીંબુ કાપતાં પૂ.શ્રીની આંગળી કપાયાની ઘટનાની મીમાંસા કરતાં એ પૂ.શ્રીની દેહભાનરહિતતા, કર્તુમ્, અકર્તુમ્, અન્યથા કર્તુમ્નું એમનું અદ્‌ભૂત સામર્થ્ય, અસિધારવ્રતસમા સેવાકાર્યમાં આવતું ધર્મસંકટ, પૂ.શ્રીનું ભક્તવાત્સલ્ય, પૂ.માજીનું પુત્રવાત્સલ્ય અને બચી ગયેલા ભક્તની અનન્ય ગુરુભક્તિ વગેરેનું વર્ણન કરી વિશિષ્ટ રીતે એની મૂલવણી કરે છે.

એમની વાણીમાં સ્વાનુભૂતિનો મધુર રણકો છે અને હૃદયની વાણી હોઇ શ્રોતાઓનાં હૃદયને સ્પર્શે છે. એમાં ગુરુકૃપાના અવતરણની તેજસ્વિતા છે. એને રંગચેતનાનો સંસ્પર્શ થયાની પ્રતિતિ થાય છે.

'ગુરુ ગુરુ કરતાં શિષ્યનું રહે ન પૂર્વ સ્વરૂપ' એ પૂ.શ્રીની પંક્તિની યથાર્થતા એમનાં પ્રવચનોમાં વરતાય છે. શ્રી બચુભાઇ હવે બચુભાઇ નથી રહ્યા પણ પ્રેમ અવધૂતરૂપે વિલસી રહ્યા છે એ સમજાય છે. **'કિં કિં ન સાધયતિ કલ્પલતૈવ સેવા'** કલ્પલતારૂપ સેવા શું સાધતી નથી!

પૂ.શ્રીરંગ અવધૂત બાપજીના જીવન અને કવનને તેમજ તેમના સાચા સ્વરૂપને સમજવામાં અને એમની વિચારધારાને જીવનમાં આત્મસાત્ કરીને એમના સાચા આધ્યાત્મિક સંતાનો તરીકે જીવવા માટેનું ઘણું ઉપયોગી ભાથુ એમાંથી મળી રહે તેમ છે. એમાં શ્રી પ્રેમ અવધૂતજીના એક દષ્ટાંતરૂપ જીવનનું પ્રતિબિંબ પડેલું છે છતાં એ પોતાને એક નાચીજ શ્વાન તરીકે ગણાવે છે એમાં એમની ભારોભાર વિનમ્રતાનું દર્શન થાય છે.

આ સંકલનના આયોજકોને ધન્યવાદ ઘટે છે. એના પ્રકાશનથી ધાર્મિક સાહિત્યમાં એક સુંદર ઉમેરો થાય છે. સહૃદયથી વાચકોને એમાંથી નવી દષ્ટિ મળી રહેશે. તેથી આ પ્રકાશનને આવકારતાં હું આનંદ અનુભવું છું અને મને શ્રદ્ધા છે કે સમસ્ત અવધૂત પરિવાર તેમજ અન્ય જિજ્ઞાસુઓ એને આવકારશે.

આવકાર નિમિત્તે પ્રેમવાક્સુધાનું આચમન કરવાની તક આપવા માટે આયોજકોનો આભાર.

નારેશ્વર

રંગચરણરજ

જયંતીલાલ શં. આચાર્ય

(નારેશ્વરના ભુતપૂર્વ મેનેજીંગ ટ્રસ્ટી સ્વ. જયંતીલાલ આચાર્યે ૬૦મી પ્રેમજયંતી વખતે લખેલો આવકાર.)

# નમ્રતાને નમન

પૂ. ભાઇનાં આ પ્રવચન સંગ્રહના પાને પાને શ્રી બચુભાઇની નમ્રતાનું દર્શન થાય છે. નમે તે સૌને ગમે એ કહેવત એમની બાબતમાં સો ટકા સાચી પૂરવાર થાય છે.

પૂ.શ્રીની સેવા વખતે એ એક જ વાતનો વિચાર કરતાઃ બાપજીને આ ગમશે? આથી એમની સુવિધામાં વધારો થશે? ક્યારેક કાચું કપાયાની દહેશત લાગે ત્યારે તો તેમની  નમ્રતા-પાપભીરુતા પરાકાષ્ઠાએ જતી લાગે. તેવે વખતે તેઓ પ્રાર્થના-જપ વગેરેનો આશ્રય લેતા.

અહીં એમનું પ્રેમ અવધૂત નામ કેમ પડ્યું તેની મને જે માહિતી છે તે આપું તો અસ્થાને નહીં ગણાય. તેમનું જન્મનું નામ પ્રેમશંકર. પૂ.શ્રીના સહવાસમાં ભક્તિભાવથી આવ્યા. અધિક ભક્તિભીના થયા. પૂ.શ્રીના બ્રહ્મલીન થયા પછી એ સ્વસ્થ થયા બાદ પરિવારમાં હળતા ભળતા થયા. એમણે સૂઝાડેલા માર્ગથી લોકોના કામ થવા માંડ્યાં. એ શરૂનાં વર્ષોમાં એક દિવસ સ્વ. મુ. જયંતીલાલ આચાર્ય, સ્વ. ડૉ. રતિલાલ પંડ્યા આદિ બેઠા હતા અને મુ. બચુભાઇને આદરસૂચક નામ કયું આપવું તે ચર્ચા થઇ. સ્વ. મુ. જયંતીલાલ આચાર્યે સૂચવ્યુંઃ પ્રેમ અવધૂત! અને સર્વાનુમતે તે નામ આગળ આવ્યું. પૂ. ભાઇ ના, ના કહેતા રહ્યા પણ લોકમત પ્રબળ રહ્યો!

આજે એ પરિવારના કોઇ પણ માણસને જોઇ આનંદ પામે છે, હળે છે, મળે છે. કોઇને કોઇ સંકોચ થતો નથી. એની પાછળ એમના હૃદયમાં રહેલો સર્વ પ્રત્યેનો પ્રેમભાવ અને નમ્રતા જ કારણભૂત છે.

પરદેશમાં પણ નાના બાળકો, યુવાનો સાથે એ હળીભળી જઇ શકે છે. પ્રવચનાદિ કરતી વેળા સંતપણાનો ભાર દેખાતો નથી.

આ વાત આ પ્રવચનો- સાચા અર્થમાં ઘરમાં બેઠા હોઇએ તેવા વાર્તાલાપો વાંચતા તરત જ સમજાશે.

પુનઃ નમ્રતાને મારાં નમન!!

વડોદરા

ધીરુભાઇ જોષી

# હર્ષોદ્‌ગાર

ભગવાન શ્રીરંગ અવધૂત મહારાજની અનન્ય ભાવે અને ઊંડી સૂઝથી સેવા કરીને, યોગીને પણ અગમ્ય એવો સેવાધર્મ બજાવી, સેવા સૌરભ ફેલાવનાર પૂ.શ્રી પ્રેમ અવધૂતજી ભાદરવા સુદ એકમ ને ગુરુવાર તા. ૯-૯-૨૦૧૦ના રોજ ૮૦મા વર્ષમાં પ્રવેશે છે ત્યારે **'સેવા સૌરભ'** પુસ્તકની દ્વિતીય આવૃત્તિનું પ્રકાશન કરતાં આનંદ અનુભવું છું.

ગુરુમહારાજ પ.પૂ.શ્રી રંગ અવધૂતજીના સંદેશાને ગ્રામ્ય જનતા સરળતાથી સમજી શકે અને ભણેલાંને પણ ચિંતન કરવા પ્રેરે એ પ્રકારના ૧૮ પ્રવચનોનો આ સંગ્રહ છે. આ પ્રવચનો અગાઉથી તૈયાર કર્યા પછી જાહેરમાં રજૂ થયાં એવું નથી. ગુરુમહારાજની પ્રસાદીરૂપ ઉચ્ચારાયેલી આ વાણી હરેકના હૃદયને સ્પર્શી જશે એવી શ્રદ્ધા છે.

પૂ.શ્રી પ્રેમ અવૂધતજીની ૬૦મી જન્મજયંતી પ્રસંગે ૧૬ પ્રવચનોનો સંગ્રહ **'સેવા સૌરભ'** નામથી પ્રકાશિત કર્યો હતો. ૮૦મી જન્મજયંતી પ્રસંગે વધુ બે પ્રવચનો સહિત કુલ ૧૮ પ્રવચનો સાથેનો આ સંગ્રહ પ્રકાશિત કરતાં આનંદ અનુભવું છું.

પ્રથમ આવૃત્તિ વખતે ડૉ. મુ. અરુણોદય જાનીએ 'આમુખ' લખી આપીને અને એ સમયના મેનેજીંગ ટ્રસ્ટી મુ.શ્રી જયંતીભાઇ આચાર્યે 'આવકાર' લખી આપીને અમને ઉપકૃત કર્યા હતા. આ બંને મહાનુભવો આજે નથી છતાં એમની સ્મૃતિરૂપ લખાણો જાળવી રાખ્યા છે.

અમારા આ પ્રકાશનમાં હરેક પ્રકારની મદદ કરનાર ડૉ. ધીરુભાઇ જોષીનો હું ઋણી છું. એમણે પ્રૂફ જોવાની જહેમત ઊઠાવી છે એટલું જ નહિ પણ પોતાના ભાવોને શબ્દદેહ આપીને પુસ્તકની ઉપોદયતા વધારી દીધી છે.

આ કાર્યને પૂ.પ્રેમ અવધૂતજી પ્રત્યેની ભક્તિ ગણીને ગ્રાફિક્સનું કાર્ય કરી આપનાર ભાઇ શ્રી હાર્દિકનો આભાર માનું છું. આ કાર્યમાં મારા નાના ભાઇ રાજેન્દ્રનું સમગ્ર કુટુંબ એકજૂટ બનીને કામે લાગ્યું હતું. સૌના સહકારની નોંધ લેતાં આનંદ અનુભવું છું. સૌ. અંજનીના સહકારની નોંધ લેવી રહી.

પૂ.પ્રેમ અવધૂતજીના ચરણોમાં સા.દં. પ્રણામ કરી વિરમું છું.

અમદાવાદ — પ્રા. કુલીન ગ. ઉપાધ્યાય

મો. ૯૮૨૪૫ ૦૪૨૦૬

# સેવા સૌરભ

## -: અનુક્રમણિકા :-

## પુસ્તક પ્રાપ્તિ સ્થાન

**૧. અવધૂત કુટીર, લીંચ**
(જિ. મહેસાણા)
પીનઃ ૩૮૪ ૪૩૫
ફોનઃ (૦૨૭૬૨) ૨૮૨૩૪૩.

**૨. અવધૂત પુસ્તક ભંડાર**
નારેશ્વર. પો. સાયર.
પીનઃ ૩૯૩ ૧૦૭
ફોન: (૦૨૬૬૬) ૨૫૩૬૭૧

**૩. પ્રા. કુલીન ગ. ઉપાધ્યાય**
બી/૪૦૧, પરિશ્રમ ટાવર્સ,
અંકુર, અમદાવાદ-૩૮૦ ૦૧૩.
મો.: ૯૮૨૪૫ ૦૪૨૦૬

**૪. શ્રી અનિલભાઇ શ્રોફ**
'રંગ-આશિષ'
૨, ચેમ્બૂર-ડ્રીમલેન્ડ સોસાયટી,
ચેમ્બૂર, મુંબઇ-૪૦૦ ૦૭૧.
મો.: ૦૯૮૨૦૧ ૫૭૨૧૦

**૫. પ્રેમકુટીર, કોઠિયાખાડ.**
તાલુકોઃ બોરસદ, જિ. આણંદ
ફોન: (૦૨૬૯૬) ૨૮૧૩૫૮

**૬. શ્રી નવનીતભાઇ પાઠક**
શ્રી દત્તમંદિર, સેક્ટર નં. ૨૮,
ગાંધીનગર-૩૮૨ ૦૨૮.
ફોન: (૦૭૯)૨૩૨૧૦૬૪૨.

**૭. શ્રી અનંત યજ્ઞેશ્વરી**
શ્રી રંગ સોસાયટી, ચલા,
વાપી-૩૯૬ ૧૯૧.
ફોન: (૦૨૬૦) ૨૪૨ ૨૬૬

**૮ . શ્રી કનુભાઇ પટેલ**
ઇ-૪૭૮, જીઇબી કોલોની
મુ.પો. ઉકાઇ, તા. સોનગઢ.
જી. વ્યારા- ૩૯૪ ૪૬૩૦.
ફોન: (૦૨૬૨૪) ૨૩૫ ૩૦૫.

●

## પ.પૂ.શ્રી રંગ અવધૂત મહારાજ (નારેશ્વર)

વન્દે રંગગુરું વિભૂતિવિરલં વન્દે ગતાઽહંકૃતિં
વન્દે દત્તપદારવિન્દનિરતં વન્દે વરં ભાવિકમ્ ।
વન્દે સારવિદં સુશિષ્યગતિદં વન્દે સદા સારદં
વન્દે રંગજજન્મસંસ્કૃત કૃતં વન્દે વિરંગં વિભુમ્ ॥

## પ્રેમ અવધૂતજી (લીંચ)

કાન્તં કારુણ્યપૂર્ણં ગુરુચરણયુગં સેવમાનં નિરીહં
શાન્તં રંગાશયજ્ઞં સ્મિતયુતવદનં શ્વેતકૂર્ચં સુહાસ્યમ્ ।
દાન્તં દીનાર્તબંધું શરણગતજન–પ્રાર્થનં પૂરયન્તં
વન્દે પ્રેમાવધૂતં ગુરુહૃદયસરોજે વસન્તં દ્વિરેફમ્ ॥

> ગુરુ સેવા પદ્ધતિ લહે તે જાણે સહુ વેદ,
> મંત્ર, તંત્ર, કિંકર સહુ, ન રહે કાંઈ ખેદ.

# (૧)
# ગુરુ એ પૂર્ણ 'મા' છે

અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત।

શ્રીમદ્ પરમ સદ્ગુરુ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ કી જય।
શ્રીમદ્ સદ્ગુરુ શ્રીરંગ અવધૂત ગુરુ મહારાજ કી જય! નર્મદે હર।

આપણી એવી ઘેલછા છે કે બોલવું ને સાંભળવું, પણ આ બધું ક્યાં સુધી કરીશું? ભવાંતરથી જેની શોધ ચાલી રહી છે અને જે આપણી પાસે હોવા છતાં ને આપણે તે જ છીએ છતાં, જે આપણને ખબર નથી, એની શોધમાં એવા ખોવાઈ જઈએ કે આ સાંભળવું અને બોલવું બધું જ બસ, એનો અંત આવી જાય. પોતાની 'મા'ને બચ્ચું જ્યારે ધાવવા લાગે, એના ખોળામાં પોઢી જાય ત્યારે એનું બધું જ વિરમી જાય.

સાચે જ કહું, એક શબ્દ બોલવો ન પડે એવું મનમાં છે. આજે ગુરુ-પૂર્ણિમાનો દિવસ છે. એક વખત રસ્તામાં આવતા-અહિંયા ગુરુપૂર્ણિમાને દિવસે- મને એવો વિચાર સૂઝેલો કે ગુરુપૂર્ણિમા એટલે શું? આમ તો આ દિવસને શું ન કહેવાય એવો દિવસ છે. કરોડો જન્મથી ખોવાએલ સુખને-ખોવાયેલી વસ્તુને-પ્રાપ્ત કરવાનો દિવસ છે, પણ હૃદયની પ્રાસાદિક ભાષામાં મેં એનો એવો અર્થ કર્યો કે **ગુરુ એ પૂર્ણ 'મા' છે.** આપણી જન્મ આપનારી 'મા'ના ઉપકારો માટે આપણા તનની ખાલના જોડા બનાવીએ તોયે તે 'મા'નું આપણું ઋણ ચૂક્તે થતું નથી, અથવા ચૂકવાતું નથી. જે 'મા'એ જન્મ આપ્યો-સંસારમાં આપણને ઊભા રાખ્યા, એનો જો આપણા ઉપર, આવડો મોટો ઉપકાર હોય તો આ 'મા' તો એવી પૂર્ણ 'મા' છે કે જેના સ્તનનું પાન કર્યા પછી ફરીથી કોઇ 'મા'ને સ્તનપાન કરવાનો પ્રસંગ જ ન આવે. જન્મ આપનારી 'મા'નો ઉપકાર આટલો બધો છે તો પછી જે 'મા'એ તમને સદાને માટે કોઇ 'મા'ને પેટે જવું ન પડે-ધાવવું ન પડે-અને કેવળ સુખના સાગરમાં તમને ડૂબાડી

દે-એના બોધરૂપી સ્તનનું પાન કરાવી ખોળામાં પોઢાડી દે અને તમારી જન્મોજન્મની ભૂખ, જન્મોજન્મનું દુઃખ, તમારું ખોવાયેલું સ્વરૂપ, તમારા હાથમાં મૂકી દે એ ગુરુ 'મા'નો તો કેટલો મોટો ઉપકાર છે? આવી 'મા'ને મેળવવા માટે આપણી ગુરુપૂર્ણિમા છે. આ ગુરુ એ 'પૂર્ણ મા' છે. બસ આ 'મા'ને મેળવો. 'મા'થી વિખૂટુ પડેલું બચ્ચું ચોધાર આંસુએ રડે અને 'મા'ને કાને અવાજ જાય એટલે 'મા' દોડીને બચ્ચાને રડતું જોઇ એને ઊંચકી લે, ગંદુ હોય તો સાફ કરે, ખોળામાં લે, સ્તનપાન કરાવે પરિણામે તેનું રડવાનું સદાને માટે ચાલ્યું જાય, 'મા'ના ખોળામાં નિર્ભય, નચિંત થઇને સુખના સમુદ્રમાં ડૂબી જાય.

આ 'મા'ના ખોળામાં સ્તનપાન કરવા માટે, એ 'મા' માટે દિવસ-રાત પોકાર કરો, બૂમ પાડો. આપણા પરમાત્માનું સંચાલન એટલું બધું અગમ્ય છે કે તમને જ્યાં સાચી ભૂખ ઊઘડી એટલે તરત જ તમને એ વસ્તુ મેળવી આપે. દુનિયા માટે, પૈસા માટે, દીકરાઓ માટે, ધંધા માટે ઘણું રડીએ છીએ પણ સાચી 'મા'ને મેળવવા માટે કોઇ પણ દિવસ એક આંસુય આપણે પાડ્યું નથી.

આત્મસ્વરૂપનો અનુભવ કરવો હોય તો કોઇ પુણ્યના યોગે એવો શુભ સંકલ્પ જાગે કે આ ભવના બંધનમાંથી આપણે હવે છૂટવું છે, તો રોજ રાત્રે પ્રાર્થના કરો. અંતરની સાચી પ્રાર્થનાથી અંતરમા બેઠલો દેવ-જે બ્રહ્માંડમાં પણ વ્યાપક છે તે-તમને તમારી સાચી 'મા'નો ભેટો કરાવી આપશે અને આ 'પૂર્ણ મા' મળ્યા પછી તમે જેને શોધો છે, જેને માટે તમારી ભૂખ છે, જેના વિના તમે દુઃખી છો એવું તમારું સ્વરૂપ તમારા હાથમાં મૂકી, બોધરૂપી સ્તનપાન કરાવી, એકતા કરી આપશે.

તો જેમ લાકડામાં અગ્નિ હોવા છતાં એ અગ્નિ આપણા ઉપયોગમાં નથી આવતો-પણ એ જ લાકડામાં રહેલા અગ્નિને પ્રગટાવીએ તો, તે ઉપયોગમાં લેવાય. એવી રીતે પરમાત્મા તો આપણા હૃદયમાં છે જ પણ આપણને ખબર નથી કે કેવી અગમ કેડીઓથી એને મેળવવો-પહોંચવું. લાકડાના થાંભલે સીધા બાથ ભરાવીએ તો એ અગ્નિ આપણા કામમાં ન આવે-પ્રગટાવેલો અગ્નિ જ કામ આવે. તેમ આપણા સદ્‌ગુરુ મહારાજ એ અગ્નિનું પ્રગટ સ્વરૂપ છે, એટલે પ્રીતમદાસે કહ્યું છે કે 'ગુરુ ગોવિંદ થકી છે અધિક.'

ગુરુ ગોવિંદથી અધિક એટલા માટે છે કે ભગવાન સીધો તમને એ અનુભવ નથી કરાવી શક્તો-તમને પોતાના સ્વરૂપનું ભાન નથી કરાવી શક્તો-વ્યાપક પરમાત્મા તમારા કામમાં નથી આવતો. તેથી વ્યાપકમાં ભળવા માટે આ વ્યાપકમાં ભળેલા જે પુરુષો છે તેમની જરૂર પડે છે. જેમ દીવાથી દીવો પ્રગટ થાય છે તેમ આવા દેવપુરુષો જ, આવા ગુરુદેવો જ આપણને મૂળ ઠામે પહોંચાડી દે છે.

આજનો દિવસ તે આવી ગુરુ 'મા'ને મેળવીને એના ચરણમાં સમર્પિત થઇ જવાનો દિવસ છે. તમારું કાંઇ નહીં. તમારા હાથથી પાપ થાય, પાપ કરવાનું આવે એટલે વિચાર આવે કે મેં મારો હાથ મારા ગુરુમહારાજને સોંપી દીધો છે, હવે પાપ કાર્યમાં આ હાથનો ઉપયોગ હું નહિ કરું. મારા પગ મેં એને સોંપી દીધા છે, ખરાબ રસ્તે હું નહિ ચાલું. મારું મન મેં ગુરુમહારાજના ચરણોમાં અર્પી દીધું છે, એનાથી હું ખરાબ સંકલ્પ નહિ કરું. તમારું એકેએક કરણ, તમારું કંઇ ન રહે-બસ તમે પ્રસન્ન રહો, એવી રીતે એને સમર્પિત થઇ જાઓ અને પછી જુઓ મજા. 'મા'ના ખોળામાં બચ્ચું -એક મહિનાનું-બે મહિનાનું-પોઢ્યું હોય તો એને કોઇ ચિંતા નથી-એની બધી ચિંતા 'મા' કરે છે. બાપજીએ આપણને એ જ ઉપદેશ આપ્યો છે-બસ, ભગવાનના બાળક બની રહો. અહિંયા આપણે પણ ગુરુમહારાજના બાળક થવા માટે પ્રયત્ન કરીએ અને બાળક બની રહીએ.

આજનો દિવસ ગુરુમહારાજને સમર્પિત થયા પછી તમે કેટલા સમર્પિત થયા તેનું બાર મહિનાનું સરવૈયુ કાઢવાનો દિવસ છે. તમે એની પાસે કેટલા પહોંચ્યાં-તમને એણે કેટલા નજીકમાં લીધા, તમે કેટલાં સત્કર્મ કર્યાં, આ બધું જ સરવૈયું કાઢવાનો આજનો દિવસ છે. અને આવા અમૃત જેવા બોધનું પાન કરાવે, અરે! અમૃત તો દેવોને મળે પણ આ તો સુધા અને અમૃત બેઉ શબ્દ છે એટલે એવું સુધામૃત શૂન્યનું ચખાડે અને મૂળ સ્વરૂપે તમને લઇ જાય. આવા ગુરુમહારાજના અનંત ઉપકારોમાંથી છૂટવા માટે, જો કે છૂટી શકાય નહીં, પણ એમાંથી કંઇક હળવા થવા માટેનો આજનો આ પવિત્ર દિવસ છે. આપણે બધા આવી 'મા'ના ખોળામાં બેસીએ, એના બનીએ. બીજું કંઇ કરવું નથી. બસ, એના બનો. આજનો દિવસ એવું એક નાનું બચ્ચું બનવાનો, 'મા'ને ભેટવાનો, 'મા'નું સ્તનપાન કરવાનો, 'મા'ના ઉપકારોને યાદ કરવાનો દિવસ છે.

**ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ છે, ગુરુ મહેશ્વર દેવ,**
**પરબ્રહ્મ શ્રીગુરુ નકી, જાણી કરવી સેવ.**

આજે એવો સંકલ્પ કરીએ કે ગઇ ગુરુપૂર્ણિમાએ હું જે હતો તે કરતાં હવે મારા ગુરુમહારાજના ચરણમાં બેઠેલો હું હતો ત્યાંથી થોડો પણ આગળ ગયો છું? ન ગયો હોઉં તો હવે આગળ જઇશ. જે પુરુષો આગળ જાય તેમના (ગુરુદેવના) ચરણમાં બેસીને જે સમર્પિત થઇ જાય એની બલિહારી છે.

થોડોક પ્રયત્ન કરો. આજનો દિવસ આવો મંગલ દિવસ છે અને હું મારી રીતે કહું કે આ આપણી 'પૂર્ણ મા'ને મળવાનો આવો એક પવિત્ર દિવસ છે. ગુરુ એ પૂર્ણ મા છે જે ગુરુપૂર્ણિમા છે!

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

તા. ૧-૧-૮૧ થી ૧૭-૭-૮૧ના આઠ માસના મૌનના છેલ્લા દિવસે બોલાયેલી વાણી છે.

સંવત ૨૦૩૭, ગુરુપૂર્ણિમા,
તા. ૧૭-૭-૧૯૮૧ લીંચ

**સદ્‌ગુરુસેવાથી થયેલી તપશ્ચર્યા દ્વારા સંચિત પાપી સંસ્કારોનો નાશ થાય છે.**

# (૨)
# પ્રેમનો અતિરેક

સર્વત્ર તત્ત્વસ્વરૂપે બિરાજેલા ગુરુમહારાજ ભગવાન અવધૂતનાં જ સ્વરૂપોને હું અંતઃકરણથી વંદન કરું છું.

અહીંયાં હું શું જોઉં છું! આનો હું શો જવાબ આપું! તમને બધાને આનંદ છે. મને કંઇ જુદો જ વિચાર સૂઝે છે.

અજાતપક્ષા ઇવ માતરં ખગાઃ
સ્તન્યં યથા વત્સતરા ક્ષુધાર્તાઃ ।
પ્રિયં પ્રિયેવ વ્યુષિતં વિષણ્ણા
મનોઽરવિન્દાક્ષ દિદક્ષતે ત્વામ્ ॥

પાંખો વિનાનું બચ્ચું હોય તેવો હું છું અને એ 'મા' તો લીંચ શરીર છોડવાનો વાયદો કરીને હરિદ્વાર જઇને સર્વમાં સમાઇ ગઇ. પાંખો વિનાનું બચ્ચું જાય ક્યાં? જરાક સળવળાટ થાય એટલે ચીં...ચીં કરીને 'મા'ને શોધે છે. 'મા' વિનાના બચ્ચાની શી દશા હોય તે તો જે અનુભવે તે જ જાણે. દુઃખનો દરિયો કેમ પાર થવાશે? શું કરવું? બધી દિશાઓ શૂન્ય ભાસે છે.

આખરે એ 'મા'એ વિચાર્યું કે આ તો ઝૂરી ઝૂરીને મરી જશે એટલે છેવટે અઢારમાં દિવસે રાત્રે અઢી વાગે દૃષ્ટાંત થયો. માત્ર લંગોટ પહેરેલ ખુલ્લા શરીરે, પ્રેમ નિતરતી મેઘગંભીર મધુર વાણીથી કહેવા લાગી કેઃ- "મારે શરીર છોડવાનું એટલે શું? મારા હાડકાં પાડવાનાં નહિ, પણ પ્રાણ પૂરવાનો હોય અને તે પ્રાણ તો મેં અહીં પૂર્યો જ છે. એકસો બાવીસમો અધ્યાય અને એકસો બાવીસમો દોહરો વાંચ." તુર્ત જ જાગીને હાથ-પગ ધોઇને તે જ વખતે શ્રીગુરુલીલામૃતમાં વાંચ્યું તો દોહરામાં લખેલું કેઃ

'કારણ કે જનદૃષ્ટિથી ત્યાગે સિદ્ધ શરીર,
તોએ સર્વાન્તર વિષે રહે નિત્ય એ ધીર.'

બસ, જેમ માથા પરથી ગાંસડી લઇ લેવાય અને માથું હલકું બને તેમ તુરત જ દુઃખનો દરિયો સુકાઇ ગયો, ને સુખનો સાગર રેલાયો તે જ સુખના સાગરમાં ડૂબેલો રહ્યો. ક્યાંય જવાનું ન ગમતું. વર્ષો વીતવા લાગ્યાં અને આજે જાણે જાગીને જોઉ તો અહીંયાં આ બધું શું છે? ક્યાં મેરૂ પર્વત અને ક્યાં નાનો કણ! ક્યાં તેજનો પુંજ અને ક્યાં ટમટમતો તારો! ક્યાં એનું પ્રગટ દેવત્વની ચાડી ખાતું, બધું જ ભૂલાવી દેતું, સર્વ સુખને અર્પતું સુંદર મુખડું! ચારે તરફ દેવત્વની આભા વેરતું વિભુ વ્યક્તિત્વ! તે બધું શું તમે ભૂલી ગયા? તમે બધા પ્રકાશને પૂજનારા છો તેમ તો કેમ કહેવાય? અને પડછાયાને પૂજનારા છો તેવું પણ કેમ કહેવાય? પ્રકાશની ખબર જ નથી રહી કે શું? આવી ઘેલછા છોડી દો, નહિ તો જતે દિવસે દેવત્વને ભૂલી જશો અને મારા જેવા દાઢી-જટાવાળા વેષધારીને બાપજી માની વળગી પડશો તો તમારે પસ્તાવાનો સમય આવશે. માટે દેવને અને દેવત્વને બરાબર સમજો.

આપણે બધાં તો પરમ ભાગ્યશાળી છીએ કે એવું હરતું-ફરતું શરીરધારી દેવત્વ આપણી વચ્ચે બાળક શી ચેષ્ટા કરતું વિચરી રહેલું જોયું છે. પછી તમને શી ખોટ છે? શી કમી છે? એ ગુરુમહારાજનું સાચું દર્શન હવે કરવાનું છે. આવી ઘેલછા ન કરો. મને તેના ખોળામાંથી બહાર ન લાવો. હું અંતઃકરણથી તમને પ્રાર્થના કરું છું કે આ બધી ઘેલછા અને વધુ પડતા લાડથી બાળક મુંઝાય છે-અકળાય છે. કોને ફરિયાદ કરવી! કારણ કે જ્યાં ફરિયાદ કરવાની છે એણે તો આ કાવતરું ગોઠવ્યું. કાવતરાખોર અવધૂત-કાવતરાખોર અવધૂત મારી 'મા'. મને કાંઇ ખબર નહીં કે એ આવું કાવતરુ ગોઠવતી હશે. મારે તો બધાંની ઘેલછાને સ્વીકારે જ છૂટકો, પણ સ્વીકારતા પહેલાં હૃદયમાં થયું, અરે! આ બધાં શું બચુભાઇના શરીરની પૂજા કરે છે-બચુભાઇના શરીર પર ભાવ રાખે છે? ના! ના! એ તો એક ભ્રમ! અરે હું તો એની શી સેવા કરું! એણે મારી સેવા સ્વીકારી એ જ મારા કોટી પુણ્યનો ઉદય અને સેવા કરતાં-કરતાં મને શું થયું? મને ખબર જ નથી. બિલકુલ અભાન છું.

એ બાબતમાં ક્યારેક એકલો બેસું છું ત્યારે વિચાર કરું છું. આ બધું મને શું થાય છે? પણ આ મારી 'મા' તો કેવી છે? બધાં બ્રહ્માંડોમાં સર્વના અંદર અને બહાર-

સર્વત્ર તત્ત્વ સ્વરૂપે વ્યાપેલી એ મારી 'મા'એ એવો વિચાર કર્યો કે આ છે તો નાનકડું બચ્ચું પણ મારું છે. મારા દ્વાર પર ચોકી કરતું શ્વાન-કૂતરું છે. એટલે તેણે આ કાવતરું ગોઠવ્યું. શ્રીમંત માણસનું છોકરું કે કૂતરું હોય ને એની પાછળ આખું જગત ફરે છે એટલે હું શ્વાન છું તો ખરો, બચ્ચું છું તો ખરો, પણ સમર્થ ઘરનું છું. એટલે આ બધું જે થઇ રહ્યું છે તે મને થઇ રહ્યું છે- તેમ હું સ્વપ્નમાંય કલ્પી ન શકું અને તેવો વિચાર પણ ક્યારેય નથી આવતો.

પણ મારી 'મા' એવી ગાંડી નથી કે બચ્ચાંને વધુ પડતાં લાડ કરીને તેને વંઠાવી દે. એને ખબર છે કે વધુ પડતાં લાડથી મેં એને ધવડાવ્યું છે તે નીકળી ન જાય તેની બરાબર સંભાળ રાખે છે. કેવી સંભાળ રાખી છે તે ખબર છે? તમે કલ્પનાએ નહીં કરી હોય. તમારા બધાંનાં હૃદયમાં અત્યારે પ્રગટ સ્વરૂપે મારી એ ગુરુ 'મા'ને હું જોઇ રહ્યો છું. અને તેણે એક હાથ લાંબો કર્યો છે અને તે હાથ વડે તત્ત્વસ્વરૂપે એક સુંદર પારણું બનાવ્યું છે. પારણામાં મને પોઢાવવાની તૈયારી કરી છે. આ પારણાને બાંધવા માટે આમ તો ચાર દોરી હોય પણ અહીં ત્રણ દોરી કરી છે. કારણ તે ત્ર્યવસ્થાશૂન્ય ખરીને! ત્રણ દોરી પણ કેવી કે હું પારણામાંથી નીચે ન પડી જાઉં એની સંભાળ રાખીને બાંધેલી!

તમે કલ્પના તો કરો. નારેશ્વરના ધર્મકર્મના આચાર્યને અહીં મોકલે છે. નામ છે સર્વદમનભાઇ. ધર્મકર્મના આચાર્ય એટલે ધર્મનું પાલન અને ધર્મના આચરણમાં જરાય મચક ન આવે એટલે સર્વદમનતા આવે-ધર્મનું જે પાલન કરે તે સર્વને દમન કરી શકે. એટલે એક દોરી તો ધર્મ-કર્મના આચાર્ય સ્વરૂપ છે, કારણ કે આખા જગતનો પાયો ધર્મ છે.

હવે બીજી દોરી! કેવી છે? આ એનું ગોઠવેલું કાવતરું છે. તેમાં ફેરફાર ન થઇ જાય માટે ત્યાં નારેશ્વરથી વ્યવસ્થાપકશ્રી અને ટ્રસ્ટી, પાછા અવધૂત સાહિત્ય પ્રકાશનના પ્રમુખ અને વધારામાં કહું તો ૧૯૩૩ની સાલથી પૂ.શ્રી પાસે જનારા-આ મારું શરીર બિચારું બે વર્ષનું હશેને ત્યારથી તે નારેશ્વર જતા અને પૂ.શ્રીના ચરણોમાં બેસતા, અત્યારે પણ પૂ.શ્રીના ચરણોમાં બેઠેલા જ છે, આવા વ્યવસ્થાપક જયંતિભાઇને, જયંતી ઉજવવા મારી ગુરુ 'મા'એ અહીં મોકલ્યા છે.

**જીવભાવ નિવારીને, કરે બ્રહ્મ સ્વરૂપ,**
**તેથી સદ્‌ગુરુ જાણ તું, કલે! વિરિંચિરૂપ.**

હવે ત્રીજી દોરી કેવી છે તે જુઓ. આ બધું હોય પણ પ્રેમ ન હોય તો બધું જ નકામું છે. રતિ એટલે પ્રેમ. એમનું નામ ડૉ. રતિલાલ છે. પૂ. બાપજીની સાથે છેલ્લે હરિદ્વારમાં હતાં. પૂજ્ય બાપજીએ આપણી દૃષ્ટિએ સ્થૂલ શરીર છોડ્યું ત્યારે તેઓ હાજર હતા. મારી દૃષ્ટિએ પૂ. બાપજીએ શરીર છોડ્યું હોય તેવું મને થોડોક સમય લાગેલું, પછી કાંઇ નહીં. એમનું નામ રતિ અને રતિનો બીજો અર્થ થાય છે પ્રેમ, અને સાચું કહુંને હૃદયની પ્રાસાદિક ભાષામાં તો એ જ્યારે લીંચ આવેને ત્યારે મારે માટે પેલી પીપરમીટ ગોળી જ લાવે અને કહે કે તમે તો બાપજીનું લાડલું બચ્ચું છોને એટલે તમારે માટે ગોળીઓ-ચોકલેટ લાવ્યો છું અને આજ સુધી જ્યારે આવેને ત્યારે ગોળીઓ લઇને જ આવે. પ્રેમ વિના બધું જ નકામું છે. આવી ત્રણ દોરીઓવાળા એ પારણામાંથી બચ્ચું ઉછળીને પડી ન જાય તેની પૂરેપૂરી કાળજી રાખી છે, પણ હવે આ ત્રણ દોરીને બાંધશે ક્યાં? એને બાંધવા ક્યાંય જવાનું નથી. આ નાના નારેશ્વરમાં પાટ ઉપર અંદર પોઢે છે ત્રિગુણાતીત મારી ‘મા’. તેણે જ આ દોરીનું પારણું એના હાથમાં આમ પકડી રાખ્યું છે-મારા દીકરાને ઉની આંચ ન આવે.

આજના પ્રસંગમાં એથી વધારે તમને હું શું કહું? બધે જ તત્ત્વસ્વરૂપે, સર્વમાં વ્યાપેલ એવી ‘મા’ના ખોળામાં મને સદાય પોઢવા દો. એના ખોળામાં આનંદ છે-નાનું બચ્ચું થવામાં આનંદ છે. તેને કાંઇ ચિંતા નહીં-બસ એનામાં પોઢ્યો રહું-આનંદના સાગરમાં ડૂબી રહું, અને કાવતરાખોર ‘મા’ આવું કાવતરું કરીને ઉપરની સપાટીએ લાવે તો એ બધું એને જોવાનું, હું તો એના ખોળામાં નચિંત છું.

તમે બધાં આવી ઘેલછાથી અતઃઊર્ધ્વ દૂર રહો તેવી પ્રાર્થના સાથે-મારી ‘મા’ બધાંનું શ્રેય કરે-કૃપા કરે-તત્ત્વ સ્વરૂપે બધાને ઈષ્ટસ્વરૂપે દર્શન આપે તેવી પ્રાર્થના કરીને વિરમું છું.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

રવિવાર, ભા. સુ. એકમ, ૨૦૩૭ — અર્ધ-શતાબ્દી,
તા. ૩૦-૮-૧૯૮૧ — લીંચ
**૫૧મી પ્રેમજયંતી**

---

**પ્રેમ ત્યાં નિત્ય પરમેશ હાજર ખડો.**

---

# (૩)
# અનંતના આરાધક
## વ્હાલાં અનંતનાં સ્વરૂપો

અહીંયાં મને બોલવાનું કહ્યું, પણ મરતો માણસ હોય અને છેલ્લે છેલ્લે ઊઠાવીને જે કામ લેવાનું હોય તેવું મારા મનનું છે. આપણા જયંતિભાઇ આચાર્યશ્રીએ જે કાંઇ કહ્યું તે બધું તો મને કેવું લાગે? કારણ કે મેં કાંઇ કર્યું અને મારા ઉપર ગુરુમહારાજની અનંત કૃપા વરસી એવું હું કેવી રીતે કહું? હું તો સદાય તેના ચરણમાં છેલ્લે છેલ્લે બેસતો અને જેમ મા હોય-બાપ હોય અને પોતાના દીકરાને કે દીકરીને-નાનકડા બચ્ચાને પોતાને હાથે રૂપિયો આપે અથવા તો કાંઇ વસ્તુ આપે અને પછી એને કહે કે આ રૂપિયો છે તે તું મને આપ. રૂપિયો આપે છે તો તે જ અને બચ્ચું એ રૂપિયો એની માને આપે તેમાં કેટલા બધા આનંદમાં આવી જાય છે મા-બાપ! આ જો સમજો તો મારી સાધનાનું જે કંઇ કહ્યું ને તે એવું જ કંઇક છે.

આ શરીરમાં એણે પ્રવેશીને, આ શરીર વડે, મને કેવળ રાજી કરવા ખાતર એ મારા સદ્ગુરુદેવે મારી સેવાને પોતે પોતાના હાથે સ્વીકારી છે અને મને માધ્યમ બનાવીને મારા પર તે વરસ્યો છે. હું કેવી રીતે કહું કે મેં કાંઇ કર્યું ને મારી-મા-સ્વરૂપ ભગવાને મારી ઉપર કૃપા કરી છે, એટલે વડીલ શ્રી જયંતિભાઇનું કહેવું તમે બધું ભૂલી જજો.

અહીંયાં તો શું બોલવું અને શું ના બોલવું તે એક કોયડો છે. બોલવા માટે પહેલાંથી તૈયારી કરવાની અને બોલવું, તેવું કાંઇ મનમાં બેસતું જ નથી કે કાંઇ તૈયારી કરીને બોલીએ, મુદ્દા તૈયાર કરીએ. મારે શું તૈયાર કરવાનું હોય? હું તો ઊભો રહું છું આમ બાઘાની માફક અને આંખો બંધ કરું ને અંતરમાં જોઉં તો સામે લખેલું છે!

તમને બધાને ઉપદેશની માફક નહિ, પણ સહજ સુહૃદ્ભાવે એમ કહું કે તમે બધા જે અત્યારે આનંદના ઓઘમાં છો- અહીંયાં કેવળ આનંદનું મોજું છે, આપણને ખબર પડતી નથી કે કેવી રીતે આનંદ છે? સવારના આઠ વાગ્યના બેઠા છીએ. હું જોઉં છું કે

ચાર કલાક ક્યાં વીતી ગયા તેની આપણને ખબર નથી પડી. શું કારણ છે? આપણે સિનેમા જોવા જઈએ તો ય ત્રણ કલાક ક્યાં વીતી જાય તેની ખબર નથી પડતી. નાટક જોવામાં સમય ક્યાં જાય છે તેની ખબર નથી પડતી. લગ્ન પ્રસંગે આખો દિવસ ક્યાં પસાર થઇ જાય છે તેની ખબર નથી પડતી.

પણ આપણા આર્ષ દૃષ્ટા ઋષિમુનિઓએ, દરેક ધર્મના આચાર્ય-ભગવંતોએ એવી ઉચ્ચ પ્રણાલી મૂકી છે કે નાનકડું કાંઇક પૂજન દરેક ધર્મમાં હોય છે જ. તેમાં વળી આ પૂજનને તો પૂ. બાપજીએ એક વિશિષ્ટ, આગવી, મૌલિક પ્રણાલી આપી છે કે સામૂહિક નામસંકીર્તનના પાઠ દ્વારા જપ, ભજન અને પૂજનના મંત્રો દ્વારા જે દિવ્ય ઘોષના ઉચ્ચાર થાય તેનાથી શિવ આંદોલન પ્રગટે ને તે કલ્યાણકારી આંદોલનથી સહેજે આપણાં સુપ્ત નાડીકેન્દ્રો-ચક્રો-મર્મસ્થાનો જાગ્રત થઇ અંતરાત્મા-પરમાત્મા તરફ પ્રવાહિત થાય. કારણ કે નામસંકીર્તનમાં આવતા ભગવાનનાં વિશેષણોને પૂ. બાપજીએ એવા ગર્ભિત ભાવે ક્રમથી મૂક્યાં છે કે ૮૪ શ્લોકોના ઉચ્ચાર વડે થતા થડકારથી ચક્રો-મર્મસ્થાનો અને નાડીકેન્દ્રો જાગ્રત થઇ અંતરના તાર ઝણઝણીને બધેથી પરમાત્મા તરફ ગતિ થાય.

બીજા પૂજનોમાં આવો સામૂહિક નામસંકીર્તનનો ક્રમ ભાગ્યે જ જોવા મળે છે. એટલે આ પૂજનને રહસ્યભર્યું બનાવીને એવી રીતે આપણી આગળ મૂક્યુ કે અહીંયાં ચાર કલાક (તમારા) ક્યાં વીતી ગયા તેની ખબર નથી. આમ તો સિનેમાના સમયમાં પણ આપણને ખબર નથી પડતી કે ક્યારે છ થી નવ વાગી ગયા? ત્યાં પણ આનંદ છે જ પણ તમને કાંઇ ખબર પડતી નથી. તમારા ખ્યાલ વગર મન થોભે છે. બહુ સંકલ્પ વિકલ્પ કરવાથી આનંદ નથી મળતો-આવતો, પણ જ્યાં સંકલ્પ થોભી જાય એટલે કે મન થોભી જાય ત્યાં આનંદનો સમુદ્ર રેલાય. અંતરમાં બેઠેલો દેવ પરમાત્મા છે તે આ પૂજનના સમયમાં જે વિશ્વ ચૈતન્ય પરમાત્મા છે તે તરફ ગતિ કરે છે. પણ સિનેમામાં, નાટકમાં કે વિવાહના પ્રસંગમાં જોઇએ તો ક્રિયા એક હોવા છતાં તેવી ગતિ પ્રવાહિત થતી નથી. વિશ્વચૈતન્ય તરફની ગતિ માટે ભાવ ન હોવાથી ઊલટાનું મનનું નિયંત્રણ ન થતાં માત્ર મનનું રંજન થઇ આત્માની આભા ઢંકાય છે. ત્યારે અહીંયાં આપણે બેઠા છીએ, આપણને કશી જ ખબર પડતી નથી છતાં બધાના હૃદયમાં એમ થાય છે કે આપણે છીએ તેનાથી કાંઇક સારા થવા પૂજનમાં આવ્યા છીએ. આપણે જે રોજનું જીવન જીવીએ છીએ

તે રોજના જીવનથી કંઈક સારા થવા માટે અથવા તો એ જીવન આપણને પૂર્ણતા નથી લાવતું- આપણામાં કંઈક ખૂટે છે- બસ, આ જે ખૂટે છે તેને મેળવવા માટે આવા પૂજનમાં જઈએ છીએ. અંતરમાં આવો એક ભાવ ઊભો થયો છે તેથી આવો ભાવ પ્રવાહિત થાય છે, તેથી પરમાત્મા તરફ ગતિ થાય છે.

પરમાત્માએ આપણા શરીરરૂપી યંત્રમાં તે પ્રવાહને વહેવાનાં આવાં ચક્રો અને નાડીકેન્દ્રો મૂક્યાં છે, સાધનો મૂક્યાં છે કે જયારે તમો ભાવના પ્રગટ કરો ત્યારે જ તે પ્રવાહિત થાય. ક્રોધની ભાવના કરો એટલે અંદર-બહાર ક્રોધ જ પ્રવાહિત થાય. એટલે અત્યારે પરમાત્મા તરફ ગતિ કરવા જાણ્યે અજાણ્યે આપણે બધા ભેગા થયા છીએ. તમારા બધાના અંતરમાં અત્યારે ભાવ એક ભગવાન તરફ જ છે. તમને ખબર પણ નથી ને તમે અંદરથી પ્રવાહિત છો. કંઈક છો તેનાથી સારા થવું છે- રોજના જીવનક્રમ કરતાં કંઈક નવું મેળવવું છે. આવો અંતરમાં પ્રવાહિત ભાવ પ્રગટ થયો એટલે આખા વિશ્વમાં વ્યાપેલ જે ચૈતન્ય શક્તિ- જે વિશ્વચેતના- જે પરમતત્ત્વ- આપણા ઈષ્ટ સ્વરૂપે આખા બ્રહ્માંડોને ઠેકીને અંદર-બહાર વ્યાપેલ છે એ ભગવાન, આમ તો સર્વ વ્યાપેલ તત્ત્વમય છે તે જ વિશ્વચેતનાનો આપણા આ મસ્તકમાં સહસ્રાર કમળમાં વાસ છે.

અહીંયાં આપણાં સર્વ નાડીકેન્દ્રો-ચક્રોમાંથી પ્રવાહ વહી રહ્યો છે. ઇંદ્રિયોએ પોતાના સ્વભાવને છોડીને પ્રવાહને વહેવા માટે દ્વાર મુક્ત કર્યાં છે. અને જે વિશ્વચેતના આ મસ્તકના સહસ્રારમાં છે અથવા આખા બ્રહ્માંડમાં સંલગ્ન છે તે વિશ્વચેતનામાં ભળવા માટે આ ખૂલેલાં દ્વાર વાટે હૃદયમાં જે તમારું પરિમિત સ્વરૂપ છે તે વિશ્વચૈતન્યના એક ઊમરા પર આવીને ઊભું છે. દસ દ્વારનું મકાન હોય ને એક પછી એક દ્વાર ખૂલે તેમ અત્યારે બધાં જ ચક્રો અને નાડીકેન્દ્રોમાંથી આનંદ ઉભરાય છે અને છેલ્લા દ્વાર પરથી આવતી આનંદની લહેરો, દિવ્ય સ્પર્શ- દિવ્ય સુગંધનો આછો ખ્યાલ ઊમરા પર ઊભેલાને આવે અને આનંદમાં ડૂબે તેમ અત્યારે આપણી બધી જ ઇંદ્રિયોના દરવાજા પરમ ચૈતન્યમય થયા છે. સાચાં દ્વાર આપણા બધાનાં અત્યારે ખૂલી ગયાં છે એટલે જાણે અજાણે આપણે વિશ્વચેતના સાથે ભળી રહ્યાં છીએ અને ઊમરા ઉપરથી અંદર જે આનંદનો ઓઘ ઉભરાય છે તે આનંદનો ઓઘ આપણને બધાને ચારે તરફથી ઘેરી વળ્યો છે. અડધો કલાક બેસવું હોય તો કંટાળો આવી જાય છે અને

ચાર કલાક ક્યાં વીતી ગયા તેની આપણને ખબર પડી નથી. એવા આનંદને આપણે અનુભવી રહ્યા છીએ.

આ દ્વાર જે અત્યારે ખૂલ્યું છે તે દ્વાર હમણાં આરતી થશે ને ઊઠશો એટલે આપણે બધા આ બારણા બંધ કરી દઈશું. હવે દ્વારને ખુલ્લું રાખવા માટે જે ક્રિયા કે પ્રયત્ન કરવાનો, તેનું નામ સાધના છે. આ બધાં દુઃખો ને દરિદ્રતાનો તો જ અંત આવી જાય. અરે! દુનિયાનાં જે દુઃખો- કુટુંબનાં, વ્યવહારનાં- લોકો સાથે ઊભા કરેલાં દુઃખોનો દાવાનળ જે આપણને ઊંઘવા નથી દેતો તે બધું જ ભસ્મીભૂત થઈ જાય. આ દ્વાર ખોલો. અત્યારે ઊમરે ઊભા છો અને ઊમરાથી આમ ખસી જશો ને બધા દ્વાર ટપોટપ બંધ થઈ જશે. દસમા દ્વારે મારો એ શામળિયો તે જ અવધૂત સ્વરૂપે- મા સ્વરૂપે આ બારણું બંધ કરીને અંદર બેસી જશે.

બધાને જે આનંદ આવે છે તે મનના સંકલ્પ-વિકલ્પની વચ્ચેની પળોમાં આવે છે. એ વિશ્વચેતનામાંથી આપણે બધા જ આનંદ મેળવીને જીવી રહ્યા છીએ. આપણને ખબર નથી કે આનંદ ક્યાંથી આવે છે? આપણા હૃદયમાં બેઠેલા પરમાત્માનું- હૃદયદ્વાર જ્યાં ખૂલે એટલે તેનો ઝબકારો થાય છે. મસ્તકમાં સહસ્રાર કમળમાં આજ આનંદનું કારણ છે. આપણા આર્ષદષ્ટા ઋષિ, મુનિ, આચાર્ય-ભગવંતોએ આપણા દરેક ધર્મની અંદર જે પૂજનની પ્રણાલી મૂકી છે તેની પાછળ તમને જાણે અજાણે પરમાત્મા સાથે એકતા કરી આપવી એ કારણ છે, એવી એમના હૃદયમાં શુદ્ધ શુભ ભાવના છે. આ સ્થિતિ જેટલી તમે ટકાવી શકો તેટલો આનંદ માણી શકશો. અત્યારે જે આનંદ છે તે નિઃસંકલ્પ અવસ્થાનો છે. તે અવસ્થા વધુમાં વધુ ટકે તે આપણે કરવાનું છે. એમાં આવતા અવરોધોને દૂર કરવાના છે. એટલે હું તો તમને શો આશીર્વાદ આપું? પણ મારા ભગવત્ સ્વરૂપ ગુરુમહારાજ ભગવાન અવધૂતને એટલું કહું છું કે જે તારા અનંતના આરાધક હોય તે બધાનું તું શ્રેય કરજે અને બધાય આનંદના સાગરમાં ડૂબીને દુઃખને દૂર કરે તેવી એને પ્રાર્થના કરીને- આપ સર્વેને વંદન કરીને વિરમું છું.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

સંવત ૨૦૩૭ અંબાલાલભાઈ પટેલને ત્યાં, મહેસાણા
તા. ૨-૯-૧૯૮૧

# (૪)
# એકનિષ્ઠ ઉપાસના

ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે ।
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ।

સચ્ચિદાનંદ જેનું નામ છે એવા સચ્ચિદાનંદ સાગરમાં અને કથાના અમૃતમાં તરબોળ, આનંદને ઝીલવા તૈયાર થયેલાં વ્હાલાં ભગવત્ સ્વરૂપો!

તમને શું સંબોધું? મારી એવી કોઇ લાયકાત નથી. ભગવત્ સ્વરૂપ મારા ગુરુમહારાજ પાસેથી નથી મેં કંઇ જ્ઞાન મેળવ્યું, નથી કંઇ યોગ શીખ્યો, નથી મેં કંઇ સાધના કરી, આવી કોઇ લાયકાત મારામાં નથી. એ આનંદ સાગરે મારા કોઇ પુણ્યના યોગે કરીને, મારી કોઇ નાનકડી સેવાનો સ્વીકાર કર્યો અને એણે સ્વીકાર કર્યો એ મારે મન મોટું સદ્ભાગ્ય છે. એણે જે મારી સેવાનો સ્વીકાર કર્યો તેથી એના સાંનિધ્યમાં મને રહેવાનું મળ્યું. ઇંડાની પાસે જેમ મા રહે ને-ઇંડાને કંઇ ખબર ન હોય ને ઇંડુ જેમ સેવાઇ જાય-તેવું જ કંઇક બન્યું હોય-મને કંઇ ખબર નથી.

મારે વિષે આ બધા મહાનુભવો મોટી મોટી લાયકાતની વાતો કરે છે પણ હું તો જ્ઞાનના દારિદ્રમાં સબડતો છું. મારી પાસેથી તમે શું અપેક્ષા રાખી શકો? જેના ચરણમાં મને બેસવા મળ્યું-જેના સાનિધ્યમાં હું સેવાયો તેની મને ખબર પણ નથી, એ આનંદના સાગરમાંથી આવતા કોઇ ઝરણાને ઝીલીને, આ અહીંયાં જે સચ્ચિદાનંદ સાગર વહી રહ્યો છે તેમાં કંઇક પૂર્તિ કરું અને તે મારી અંગત પૂર્તિ થાય, તો ય મારે મન ઘણું છે.

અહીંયા તો આપ સુંદર કથાના શ્રવણમાં પડ્યા છો. કથા શબ્દ જ આપણને આગળ કંઇ વાંચવું જ ન પડે એવો એક ઉપદેશ આપે છે. આ 'ક' અને 'થા' બે અક્ષર છે, તે જીવનમાં વાગોળવા માટે ને આત્મસાત્ કરવા માટે પૂરતા છે. આપણે બધાએ આપણા ખ્યાલ વગર જીવભાવને સ્વીકાર્યો છે. છીએ તો સચ્ચિદાનંદ પણ આ સચ્ચિદાનંદ સ્વરૂપને આપણે સચ્ચિદાનંદ નથી તેવો એક ભાવ ઊભો કર્યો છે અને એ જ ભાવ ઊભો થયો છે તે આપણું જીવ સ્વરૂપ છે. આપણે થવું છે સચ્ચિદાનંદ-

જીવમાંથી શિવ, આત્મામાંથી-પરમાત્મા, પરિમિતમાંથી અપરિમિત, વ્યક્તિ ચૈતન્યમાંથી વિશ્વચેતનામાં ભળવું છે. નામ જુદાં જુદાં છે પણ અંતે તો પહોંચવાનું એક જ જગ્યાએ છે.

આપણી કથાનો આ 'ક' છે ને તેને ઉપનિષદમાં બ્રહ્મ કહ્યો છે. 'ક'નો અર્થ જ બ્રહ્મ થાય છે. "કં બ્રહ્મેતિ" એવો એક શ્લોક છે.

કર્માધ્યક્ષાય કાન્તાય વરદાનપ્રદાય ચ ।
કં બ્રહ્મેતિ વિગીતાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ॥

એમાં 'ક'ને બ્રહ્મ કહ્યો છે, જેમાં આપણે ભળી જવું છે, જેમાં આપણે એકરૂપ થવું છે-આપણા અભાવને દૂર કરવો છે-તે જ 'ક' એ બ્રહ્મસ્વરૂપ છે. અને બીજો અક્ષર આવે છે 'થા.' આપણા આર્ષદ્રષ્ટા ઋષિમુનિઓ, આચાર્ય ભગવંતો આપણને આ કથાના પહેલાં જ 'ક' અને 'થા'માં જ આખા જીવનનો થાક ઉતારી દે છે. હે જીવ! તું બ્રહ્મ થા-જીવ! તું બ્રહ્મ થઇ જા. તારું અસલ સ્વરૂપ બ્રહ્મ સ્વરૂપ છે-સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આ 'ક' અને 'થા' આ બે અક્ષર જ આપણે વાગોળીએ, આત્મસાત્ કરીએને તો જીવમાંથી બ્રહ્મ છીએ જ!

આપણા ધર્મને શુદ્ધ સનાતન ધર્મ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં ક્યાંય ધર્મનો, દેશનો કે વિદેશનો કશો જ ઝઘડો નથી. આ દેવ ને તે દેવ કંઇ નહિ. અનંત વિભુ આકાશમાં ઊડતાં બધાં પક્ષીઓ, કોઇ ઉપર ગતિ કરે છે, કોઇ નીચે ગતિ કરે છે, પણ ઊડે છે તો બધાં એ અનંત વિભુ આકાશમાં જ. પરમાત્માનું કોઇ એક જ નામ નક્કી નથી, કોઇ એક જ સ્વરૂપ નક્કી નથી. આપણા બધાના હાથમાં અત્યારે જુદાં જુદાં વાસણો હોય, જેવાં કે તપેલી હોય, લોટો હોય, પવાલું હોય, રકાબી હોય, ઘડો હોય કે જગ હોય અને બધાં જ સમુદ્રમાંથી પાણી ભરી લાવીએ તો જેણે જેવા આકારનું વાસણ લીધું હશે તેવાજ આકારનું પાણી થઇ જશે. હવે એ પાણી મહાસાગરમાં પાછું નાખી દઇએ તો એકાકાર થઇ ગયું. એમ પરમાત્મા-સર્વ વ્યાપેલ પરમ તત્ત્વ-અપરિમિતમાં આપણે આપણા આ પરિમિત ભાવમાંથી છૂટીને અપરિમિત થવું છે. આપણાં મન અને બુદ્ધિ એટલાં બધાં ભૌતિકતામાં રાચી ગયાં છે- એકાકાર થઇ ગયાં છે કે હાલ આપણું મન જે સ્થિતિમાં છે તે મન વડે કરીને આપણે અપરિમિતને પામી શકતા નથી-સમજી શકતા નથી-કલ્પનામાં લઇ શકતા નથી-તેનું આપણી નકોડી બુદ્ધિ આકલન

કરી શક્તી નથી. એટલા માટે આ વ્યાપેલા તત્ત્વની સાથે એક સ્વરૂપ થવા માટે કોઈ પણ એક નામ અને રૂપનો આશ્રય લેવો પડે છે, અવલંબન લેવું પડે છે.

મૂળ હેતુ તો પરમતત્ત્વની સાથે-વિશ્વચેતનાની સાથે એકતા થવા માટેનો જ છે. વ્યક્તિ ચૈતન્ય મટીને વિશ્વચેતનામાં ભળવું છે, પરમાત્મામાં મળવું છે. કોઈ પણ નામ-રૂપનું અવલંબન લેવાનું હોય છે. હવે જેણે જે નામરૂપને લીધું, તે જો એમ સમજે કે આ જગતના બધાં જ નામરૂપો જેવાં કે રામ, કૃષ્ણ, દત્ત, હનુમાન, માતાજી, પાર્શ્વનાથ, પયગંબર, ઈસુ, અષો જરથુષ્ટ્ર, જીહોવાહ, અદુર્‌મર્ઝદ-બુદ્ધ-ૐકાર કે જ્યોતિ-કે જે કંઈ કહો તે બધા એક જ અવતાર, વિગ્રહો-બધાં જ મૂર્તિનું સ્વરૂપ છે-એક આકાર જેણે જે સ્વરૂપને લીધું, એ જો એમ માને કે મને આ નામરૂપ ગમ્યું એ મારો ઉપાસ્ય દેવ તો એ બરાબર છે, પણ આપણે એવું નથી કરતા. આ ઉપાસનાને આપણે ખંડિત કરીએ છીએ. મારો ધનુષધારી રામ એ જ સાચો અને કૃષ્ણ ખોટો છે, દત્ત ખોટો છે, ઈસુ ખોટો છે. બીજા જે ઉપાસના કરે છે તે ખોટી છે. મૂળ વાત કે અરે! આ તો મારા મનના સંતોષ ખાતર મહાસાગરમાંથી કાઢેલો મનગમતો એક આકાર છે. નામ મેં પસંદ કર્યું છે. આ નામ-રૂપ વાટે બહુરૂપી એવા અરૂપી સાથે એકરૂપ થવું છે તે વાત ભૂલાઈ ગઈ.

એક એવી કલ્પના કરો કે પૃથ્વીથી તે આકાશ સુધી ભગવાનનું એક વિરાટ સ્વરૂપ છે અને એ વિરાટના જમણા હાથ પર રામજી બિરાજ્યા છે, ડાબા હાથ પર કૃષ્ણ બિરાજ્યા છે, હૃદયમાં દત્ત બિરાજ્યા છે, મસ્તકે માતાજી બિરાજ્યા છે, પેટ પર ઈસુ બિરાજ્યા છે, ખભા પર પયગંબર બિરાજ્યા છે. દરેક ધર્મના, દરેક પંથના, જે કંઈ અવતારો થયા હોય તે બધા જ અવતાર વિગ્રહો આ વિભુ શરીરમાં એક એક જગ્યામાં મૂકી દીધા છે. હવે આપણે શું કરીએ છીએ? આપણને રામજી પર પ્રેમ છે તો રામજી જે હાથે બિરાજ્યા છે તે હાથની આપણે પૂજા કરીશું, સેવા કરીશું અને કૃષ્ણ કે દત્ત કે ઈસુની જગ્યાએ એટલે કે બીજા હાથે ધોકો મારીશું. કારણ કે મારો રામજી એ જ સાચો ને બીજા દેવ નહિ. બે દીકરા હોય અને બંને બાપની સેવા કરવા બેઠા છે. બંને દીકરાઓએ સેવા માટે બે પગ-જમણો-ડાબો વહેંચી લીધો હોય. હવે જમણા પગે જે સેવા કરવા બેઠો છે તે, ડાબા પગની સેવા કરતો તેનો જ ભાઈ ઊઠીને દૂર કામે જાય, એટલે ડાબા પગને તે ધોકો મારે છે. એને એમ છે કે આ પગ તો મારા ભાઈનો છે. બાપા બૂમ પાડે છે,

અલ્યા! તમે ઝઘડો છો પણ બંને પગ મારા છે, બધાં જ અંગ મારાં છે. ઝઘડો તમે, પણ વાગે છે મને. મારું અંગ છે તેની તમને ખબર નથી! આપણી જે ઉપાસના છે તેમાં જે આ ખંડિત ભાવ છે, એનાથી સઘળા બ્રહ્માંડોમાં વ્યાપેલ જે પરમાત્મા અને તમારા અંતરમાં બિરાજેલ તે જ પરમાત્માનું જીવભાવનું પરિમિત સ્વરૂપ જે છે તેને હસવું આવે છે કે આ મારા એક અંગની પૂજા કરે છે અને બીજા અંગને મારે છે-કાપે છે.

આખા જગતનાં બધા જ દેવતાઓ, ધર્મો, બધી જ ઉપાસનાઓ એને જ પામવાનું એક સાધન છે. નામ અને રૂપ તો છેવટે સાધના પરિપક્વ થાય ત્યારે એની મેળે છૂટી જાય છે. નામ અને રૂપને ગ્રહણ કરીને-એનું અવલંબન લઈને અંતે આપણે પરિમિતમાં અપરિમિત સાથે એકતા પામવી છે. આપણે જીવભાવમાંથી બ્રહ્મભાવમાં સ્થિત થવું છે. આપણી નકોડી બુદ્ધિ જે તત્ત્વનું આકલન કરી શક્તી નથી તેને એક એક આકાર આપી-મનમાં સંતોષ માની-આકાર વાટે નિરાકાર સાથે અભેદાકાર થવું છે.

અહીં એક ઘણી મોટી વાત રહી જાય છે તે એ કે મહારાજશ્રી જેવા અહીં પ્રવચન કરતા હોય અને રામજી વિશે સુંદર બોલતા હોય એટલે તમને બધાંને એમ થાય કે રામજી જ એક એવા દેવ-ભગવાન છે જે ભવસાગરમાંથી આપણો ઉદ્ધાર કરી શકે, બીજો કોઈ ભગવાન આપણો ઉદ્ધાર નહિ કરી શકે, એટલે આપણે બધા રામજીનો સુંદર ફોટો ઘેર પધરાવીને ઉપાસના કરવા લાગી જઈશું. બીજી દિવસે મારા જેવો કોઈ બબુચક આવે ને તમને કહે કે કૃષ્ણ કે ભૈરવ એક એવા ભગવાન છે કે જે આપણો ઉદ્ધાર કરી શકે-બીજા દેવ નહીં- એટલે તમને એમ થાય કે કૃષ્ણ કે ભૈરવમાં કંઈક વધારે છે. પેલામાંથી મને કંઈ મળ્યું નહિ એટલે બીજા દિવસે તમારા ઘરમાં કૃષ્ણ કે ભૈરવનો ફોટો લાગી જશે. વળી કોઈ ત્રીજો આવે એટલે દત્ત બતાવે, કોઈ હનુમાન બતાવે એટલે તમારી ઉપાસનાને એક ચક્કરમાં નાંખી દે. તમારુંયે ઠેકાણું ન પડે અને બિચારા ભગવાનનુંયે ઠેકાણું ન પડે. તમે એક એવું નક્કી કરો કે -તમને જે ગમે તે એક સ્વરૂપની કલ્પના કરી એમાં સ્થિર થાઓ. પૂજા બધા ભગવાનની થાય, નમસ્કાર બધા જ દેવતાઓને થાય પણ અંતરમાં બિરાજમાન કરીને જ્યારે ધ્યાન ધરવાનું આવે ને ત્યારે તો એક જ સ્વરૂપની એકનિષ્ઠ ભાવે કલ્પના હૃદયમાં ઉતારો તો એક દિવસ બહારનો ફોટો અંદર પ્રતિબિંબ પામીને આખા બ્રહ્માંડમાં વ્યાપી જશે.

જમીનમાંથી પાણી લેવું હોય તો બે-બે હાથના એકસો કૂવા કરોને અને બબ્બે હાથ ખોદીને છોડી દો તો એવા એક લાખ કૂવા કરો તોએ પાણી ન આવે અને એક જ જગ્યાએ પચાસ હાથ ખોદીએ તો તરત જ પાણી મેળવશો. તેમ વારંવાર બદલાતી ઉપાસના ફળદાયી નિવડતી નથી. એક જ દેવની ઉપાસના ફળે છે.

બસ! ઉપાસનામાં જો એક મોટી ગેરસમજ હોય તો એ છે વારંવાર બદલાતું દેવત્વ. ઘડીમાં અહીંયાં અને ઘડીમાં બીજે. આપણે મરી જઇએ તોએ આપણું ઠેકાણું પડતું નથી. ઘડીમાં મન આમ કબૂલ કરે છે અને ઘડીમાં તેમ કબૂલ કરે છે. બધાં જ પરમાત્માનાં સ્વરૂપો પેલા વિભુ-અનંતમાંથી ઉતરી આવેલાં છે. નક્કી કરવાનું તમારા હાથમાં છે. આવા કોઇ સ્વરૂપને નક્કી કરીને ઉપાસનામાં લાગી જાઓ અને ઉપાસનામાં લાગ્યા પછી તમારું જે નક્કી કરેલું દેવત્વનું સ્વરૂપ છે તેનો એવો વિકાસ કરો કે સર્વત્ર-પ્રાણીમાત્રમાં એનો થોડોક થોડોક અનુભવ થાય.

તમારી અંદર-બહાર અને જગતમાં તમારો એ દેવ વ્યાપક બનતો જાય. તમારી કલ્પના પ્રમાણે તમારા મનથી માનીને સામે જે દેવ બેસાડ્યો છે તે દેવ આવી એકનિષ્ઠ ભાવના કરવાથી પાછો વળીને અંદર પ્રવેશ કરે છે. અંદર પ્રકાશમાન થઇને તમારી અંદર અને બહાર આખા જગતમાં વ્યાપ્ત બને છે. આપણે હજુ આવી એકનિષ્ઠાની ઉપાસનામાં આવ્યા જ નથી. આપણી આ ઉપાસના સવારથી સાંજ સુધીમાં ચાર પાંચ વખત બદલાતી રહે છે. જીવ કબૂલ નથી કરતો કે રામને ભજું કે કૃષ્ણને, દત્તને કે માતાજીને, હનુમાનજીને કે ઇસુને. બહુ જ સમજપૂર્વક સ્વીકારો આવા એક સાકાર નામરૂપને અને એ જ આકાર, નામ, રૂપ, બધા જ દેવતાઓમાં નિગૂઢ રૂપે સમાએલો છે, છૂપાયેલ છે. રામના મંદિરમાં જાઓ અને કૃષ્ણના ઉપાસક હો તો તમારો ઉપાસ્ય દેવ જે કૃષ્ણ તે રામજીની મૂર્તિમાં તમને દેખાશે, અને શિવના ઉપાસક હો અને કૃષ્ણના મંદિરમાં જાઓ તો તમારો ઉપાસ્ય દેવ એ શિવ-કલ્યાણ સ્વરૂપ, તમને કૃષ્ણની મૂર્તિમાં દેખાતો થશે. ઇસુ, મહાવીર કે ગમે તે દેવના મંદિરમાં જાઓ તો પણ ઇસુ કે મહાવીર કે બધાં જ ધર્મોના મંદિરમાં તમને તમારો ઉપાસ્ય દેવ દેખાશે એટલે ભેદ-ખેદ કે દ્વેષ ક્યાંય નહિ થાય.

ઉપાસનાની શરૂઆતમાં કોઇપણ એક નામરૂપમાં નિષ્ઠા રાખવાની હોય છે પણ ઉપાસનાની સાચી પરિણતિ તો સર્વોપાસ્ય એકાત્મભાવમાં જ થવી જોઇએ,

અન્યોપાસ્ય દ્વેષમાં કદી પણ નહિ. તે ખૂબ જ જરૂરનું છે. અભેદભાવની આ ઉપાસના જ આપણને જીવમાંથી શિવમાં પરિવર્તિત કરે, નહિ તો પછી આપણે વીસ કે પચ્ચીસ વર્ષની ઉંમરથી ઉપાસનાની શરૂઆત કરી હોયને તો પણ એંશી, નેવું કે સો વર્ષના થઈએ તોયે નંખાઈ ગયેલા હોઈએ છીએ. આપણને શાંતિ નથી, સુખ નથી, મુખ પર આનંદ નથી, આપણો કોઈ સહારો નથી, અસહાયક આપણી સ્થિતિ છે. શા માટે અસહાયક સ્થિતિ હોય? આપણને સામેથી અનુભૂતિ થાય કે મારા દેવનું એકનિષ્ઠભાવથી ચિંતવન કરું છું-એનું ધ્યાન ધરું છું, મારામાં એ શક્તિ પ્રવેશી રહી છે. ગમે તેવો વિકટ, સારો-માઠો પ્રસંગ હોય તો મારી પાછળ એ દિવ્યશક્તિ કામ કરી રહી છે એવી ભાવના આપણામાં પ્રગટ થાય તો જ આપણી ઉપાસનાનું દૃષ્ટિબિંદુ જે આપણા ઋષિમુનિઓએ આપણને આપ્યું છે તે બરાબર સચવાય.

તમે બધાં તો અહીં સચ્ચિદાનંદ-સાગરમાં ડૂબી ગયેલાં છો. આ તો મારા ગુરુમહારાજે આ શરીર વાટે તમને જે કંઈ કહ્યું તેની મને કશી જ ખબર નથી. એમાંથી તમને જેટલું ઠીક લાગે તેટલું ગ્રહણ કરજો અને છેલ્લે આખા બ્રહ્માંડમાં બિરાજેલ એ અનંત સ્વરૂપ-મારી અંદર-બહાર ઓતપ્રોત-મારા ગુરુમહારાજ ભગવાન અવધૂત તમને બધાંને ઉપાસનાનું આવું એક દૃષ્ટિબિંદુ આપે, તમારા હૃદયમાં સ્થિર કરે અને આપણે બધાયે એ સચ્ચિદાનંદ સાગરમાં ડૂબી જઈએ, એમાં સ્થિર થઈ જઈએ ને એ આનંદના ઓઘમાં આપણું શરીર ક્યારે છૂટી જાય એની આપણને ખબર પણ ન રહે એ જ આપણું એકમાત્ર કર્તવ્ય હો!

પરમકૃપાળુ પરમાત્માના અમોઘ આશીર્વાદ તમારા બધા ઉપર ઊતરે તેવી તેને પ્રાર્થના કરીને વિરમું છું.

**ૐ શાંતિઃ । શાંતિઃ ॥ શાંતિઃ ।॥**

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

સંવત ૨૦૩૭ — સત્સંગ આશ્રમ,
તા. ૩-૯-૧૯૮૧ — ચાણસ્મા.

# (૫)
# સ્વાનંદ સમ્રાટ અવધૂત

ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે ।
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥

ગુરુર્મે સર્વસ્વં ગુરુમિહ ભજે તેન ગુરુણા
સદા સખ્યં મે સ્યાત્ પરમપિ નમો મેઽસ્તુ ગુરવે ।
ગુરોસ્તત્ત્વં નાન્યદ્ ભવભયહરં નામ ચ ગુરો-
ર્ગુરૌ ચિત્તં મે દ્રાગ્ વિશતુ હ્યભયં મે કુરુ ગુરો ॥

અહીંના કણકણમાં, ઝાડના પાન પાનમાં, એક એક મકાનની ઇંટ ઇંટમાં, સમગ્ર વાતાવરણમાં એ સ્વાનંદ સમ્રાટની મૌનવાણી આ નારેશ્વરના સમગ્ર વાતાવરણમાં ભરેલી છે અને એના એ મૌને આપણને એટલું અમૂલ્ય આપ્યું છે કે અહીંયાં જોઇએ છીએ તો આખા વાતાવરણમાં બાપજીનું એક સ્વરૂપ અનુભવાય છે. આમ તો આખા બ્રહ્માંડમાં બાપજી વ્યાપેલ છે, છતાં અહીંયાં આપણે એમાંથી ભાગ પાડીને નારેશ્વરને જુદું મૂકીએ તો નારેશ્વરનો આશ્રમ એ જ બાપજીનું એક જીવંત સ્વરૂપ છે, તેથી અત્યારે, હાલ તો એના આ સમગ્ર વાતાવરણના સ્વરૂપને વંદન કરીને બોલું, પણ અત્રે ઉપસ્થિત બધા વેદમૂર્તિઓ મને આજે એમાંથી વિભાગ કરાવે છે. વેદમાં બ્રાહ્મણોને પરબ્રહ્મના મુખમાંથી પ્રગટ થયેલા કહેલા છે.

બ્રાહ્મણોઽસ્ય મુખમાસીદ્ બાહૂ રાજન્યઃ કૃતઃ ।
ઊરુ તદસ્ય યદ્ વૈશ્યઃ પદભ્યાગ્ગું શૂદ્રોઽજાયત ॥

એ રીતે આપણા વેદમૂર્તિઓ, વિદ્વદ્વર્યો, સમગ્ર વિદ્વાનો બાપજીના મુખમાં- એટલે કે બાપજીના મુખથી મસ્તકના ભાગમાં અત્યારે દેખાય છે. દર્શનાર્થીઓ અને બાપજીનું જે ભક્તવૃન્દ છે તે બધા મને એમના હૃદયમાં અને બાહુમાં દેખાય છે. એમના ઊરુમાં એમના જ ભક્તવૃન્દમાંના જેઓ કાર્યકર છે, વિધવિધ કાર્યમાં ગૂંથાયેલા છે તે સર્વ મને દેખાય છે. હવે રહ્યા ચરણ. ત્યાં તો પરિચારક, સેવિકાઓ, ભાઇઓ, જે

આપણા નાનામાં નાના કાર્યમા સંકળાયેલા છે તે બધા મને બાપજીના ચરણમાં દેખાય છે અને આ સર્વને બાપજીના એક સ્વરૂપમાં સમ્મિલિત કરીને હું મારા અંતઃકરણથી, હૃદયના સાચા ભાવથી નમસ્કાર કરીને-આ બધાને કંઇક બોલાવવું છે એટલે બોલું છું. મને આવું બોલવાની કોઇ સહજવૃત્તિ નથી. મરેલા માણસને અથવા મરવા પડેલા માણસને ઊઠાડીને તેની પાસેથી જે કંઇ કામ લેવાનું હોય તેવું જ મારા મનનું છે.

આવી મૌન વાણીના સામ્રાજ્યમાં આપણે છીએ. એ સ્વાનંદ સમ્રાટ અહીંયાં હર્યો ભર્યો અનુભવ સ્વરૂપે તો છે જ છે અને એ અનુભવ એ જ એનો આનંદ છે. અત્યારે કોને આનંદ નથી? બધાંના હૃદયમાં એ આનંદ સ્વરૂપે પ્રગટ છે, અને એ આનંદ સાગર જે અહીંયાં હર્યોભર્યો છે, એમાં આપણા વેદમૂર્તિઓએ વધારો કર્યો છે. કેવો વધારો કર્યો છે? એમની વેદવાણી છે અને એમની વેદવાણી-વેદનું ગુંજન-એટલે પરબ્રહ્મને વ્યક્ત થવાની વાણી. આ વેદવાણી અને સ્વર અને એના વડે સધાતી નાદની સુરીલી સંવાદિતા. એ સંવાદિતા દ્વારા સુધા-નિષ્યંદિની વહીને અહીંયાં સ્વાનંદ સમ્રાટનો જે મહાર્ણવ ભર્યો છે એમાં આ નિષ્યંદિની અંદર પ્રવેશી-ભળી-મળી તેમાં વૃદ્ધિ કરે છે. આવા આનંદ સાગરમાં તમે બધા ડૂબી ગયા છો.

આમ છતાં તમને એવી શું જરૂર છે કે અવધૂતના દ્વારે એની ચોકી કરતા મારા જેવા કૂતરાની પાસેથી એ કંઇક ભસે તેવી ઇચ્છા રાખો છો? મારા ભસવામાંથી તમને શું સાંપડશે એ તો એ જાણે. હું તો એનું એક નાનું બચ્ચું છું. મારું નામ પણ બચુ છે. હું કહું છું મને બચ્ચું જ રહેવા દો. મને એનું બચ્ચું થવામાં જે આનંદ છે તે અહીંના તમારા આવી રીતે કંઇક વિશિષ્ટ વ્યક્તિ તરીકે નવાજવામાં કંઇ જ આનંદ નથી, કંઇ જ રસ નથી. હું તો એની પાસે એક બચ્ચાની માફક રહ્યો છું અને બચ્ચાના ભાવે- નાનું બચ્ચું જેમ એની તોતડી વાણી કે કાલીઘેલી વાણીથી બધાંને રાજી રાખે- બધા રાજી થાય છે, તેટલા જ ભાવથી સહજ રીતે મારો ગુરુમહારાજ ભગવાન અવધૂત એના આનંદ સાગરમાંથી કંઇક ઝરણું મને આપે ને એ ઝરણામાં બધાં જ કંઇક સ્નાન કરો અને આનંદના સાગરમાં ડૂબી જાઓ તેવી સર્વને વિનંતી છે. મને ભસાવવો છે તો હવે ભસીશ.

પૂ. બાપજીએ હરિદ્વાર જતાં ગુજરાતમાં છેલ્લો મુકામ સાબરમતીમાં અમારાં બેનને ત્યાં કર્યો ત્યારે મને એમ કહેલું કે હું લીંચ આવવાનો છું અને હરિદ્વાર જઇને બ્રહ્મલીન થઇ ગયા. મારી તો બાલસહજ ભાવે એવી ઉપાસના કે એને હું તત્ત્વસ્વરૂપે ગમે તેટલો લેવા જાઉં તો પણ પેલો બાલભાવ પાછો એમાં જાગ્રત થઇ જાય જ. અરે! આ 'મા' તો મને છેતરીને ચાલી ગઇ. સમજ છતાં મન વ્યગ્ર થયું. ચેન ન પડે. કોને કહેવું? છેવટે અઢારમા દિવસે રાત્રે અઢી વાગે દષ્ટાંત થયો. એકલો લંગોટ પહેરેલા, ખુલ્લા શરીરે, ખુલ્લી આંખે મને કહેવા લાગ્યા કે "મારે લીંચમાં શરીર છોડવાનું એટલે શું? મારા હાડકાં પાડવાનાં નહીં- મારે પ્રાણ પૂરવાનો હોય અને તે પ્રાણ તો મેં અહીંયાં પૂર્યો જ છે. ૧૨૨મો અધ્યાય અને ૧૨૨મો દોહરો વાંચ." તમે નહીં માનો, રાત્રે અઢી વાગે હાથ પગ ધોઇ, શ્રીગુરુલીલામૃત લઇને જોયું તો અંદર લખેલું હતું કેઃ

કારણ કે જનદષ્ટિથી ત્યાગે સિદ્ધ શરીર,
તો એ સર્વાંતર વિશે રહે નિત્ય એ ધીર.

બસ! માથેથી વજન લઇ લે એટલો બધો હળવો મારી એ 'મા'એ મને બનાવી દીધો. એ પછી ક્યારેય દુઃખ નથી થયું. હા, પણ કોઇક પ્રસંગે મને હજુ પણ વ્યગ્ર કરે છે.

અહીંયાં જયારે શાંતિનિકુંજમાં દર્શન કરવા ગયો ત્યારે શાંતિનિકુંજમાં બાપજીએ સદેહે જે આનંદ કરાવેલો અને અમને જે લાડ લડાવેલાં તે બધાં સહજ યાદ આવી ગયાં. કેવી રીતે વ્યક્ત કરવું એ દુઃખને? પણ એ યાદ કરીને છેવટે તો આપણે સ્વાનંદ સમ્રાટ બનવાનું છે. મારું દુઃખ સદાને માટે ચાલ્યું ગયું. હવે એવું નથી લાગતું. બાલસહજ ભાવે કહું છું કે બાપજીના બ્રહ્મલીન થયા પછી પરિવારમાંના કેટલાક એવું માની બેઠા છે કે બાપજી તો હવે સદેહે ગયા એટલે આપણે હવે ભાંગી પડ્યા. આપણું કંઇ ન રહ્યું. આપણો કોઇ સહારો ન રહ્યો. હવે આપણે પ્રેરણા ક્યાંથી લેવી? કંઇ દુઃખ હોય તો દુઃખમાં કોની પાસે દોડી જવું? આવા બધા હતાશાના સૂર મારા કાને સાંભળવા મળ્યા.

આપ સર્વેને વિનંતી અને નમસ્કાર કરીને કહું છું કે આપણે બધા જે બાપજીની પાસે આવ્યા તે શો હેતુ લઇને આવેલા? બાપજીને વિઠ્ઠલ-રુકમામ્બાને ત્યાં અવતરેલા

સાડા ત્રણ હાથના એક સંત તરીકે જોઇને અને એની પાસે જઇએ એટલે આપણને બધું જ સુખ-આ દુનિયાનું જે કંઇ કહેવાતું હોય તે આપણને આપે અને આપણે એને ભોગવીને, આનંદ કરીને અહીંથી ચાલ્યા જવાનું અથવા તો હું બીજી રીતે કહું તો વ્યાપારીવૃત્તિથી કે હું આમ કરું તો બાપજી આમ કરી દેશે અને પછી બાપજી ન કરે તો બાપજી સાથેનો છેડો ફાડી નાંખવાનો. આપણે અહીંથી બાપજી ગયા એવું કેવી રીતે કહી શકીએ? તમને અહીંયાંથી બાપજી ગયા હોય તેવું દેખાય છે? મને તો નથી દેખાતું. આપણે જ્યાં સુધી બાપજીને સાડા ત્રણ હાથમાં કેદ થયેલા, મા-રુકમામ્બાને ત્યાં અવતાર લીધેલા એવા એક સંત તરીકે માનીશું અને તે આપણી ભૌતિક કામનાઓ પૂરી કરે તે રીતે મૂલવીશું ત્યાં સુધી ભાંગી પડ્યા સિવાય આપણા હાથમાં કાંઇ જ નહિ આવે-ત્યાં વેપાર કામનો જ નથી. આ એક ભાગ છે આધિભૌતિક બાપજીનો.

હવે એનો બીજો ભાગ જોઇએ. તમે એને એક દત્તાવતાર તરીકે કે એમણે દત્ત ભગવાનનો સાક્ષાત્કાર કર્યો એટલે એને દત્ત સ્વરૂપે એક દેવ તરીકે મૂકી દો, પણ આપણો દેવ તો કેવો? દેવથી દેવત્વની ઉપલબ્ધિ થાય, સ્વમાં સ્થિત થવાય, એવી ઉપાસના કરવાની નહિ, પણ આપણો દેવ તો ભૌતિક કામનાઓની બાધા પૂરતો જ. એટલે આપણે બાધા માનીએ ને એ પૂરી ન કરે એટલે આપણે એ દેવ પડતો મૂકીને બીજા દેવ પાસે. હજુ આપણે એને ખરા સ્વરૂપમાં નથી જોયો. આપણે કેવળ ભૌતિક કામનાઓથી જ એની પાસે આવ્યા છીએ. તે આપે છે. આપે ખરો જ. એ તો કલ્પવૃક્ષ છે. પણ એનાથી તમારી ભૂખ ભાંગે ખરી? કોઇની ભાંગી ખરી? આપણે તો ભીખ માગતા ને માગતા જ રહ્યા છીએ. આપણું ભીખનું હાંડલું તો ભરાતું જ નથી. પણ બાપજી આપણને જે આપવા આવ્યા હતા, હા પણ ભૂતકાળ, અરે! બધા જ કાળ એમને માટે નકામા છે, એટલે આપણને એ આપવા આવ્યા છે તેમ કહું તો તે બરાબર લાગશે.

આ વિશ્વમાં આપણી વચ્ચે બાપજી આવ્યા, એ તો એક જુદી વાત લઇને જ. મારે જો કહેવું હોયને તો હું એટલેથી કહું કે એ નીરવ, શાંત બ્રહ્મ-જરાય ક્ષોભ વિનાનું-સભર ભરેલું-ચૈતન્યરૂપે આખા બ્રહ્માંડમાં વ્યાપેલું, જે તત્ત્વ તેને નિર્ગુણ કહો, અજન્મા કહો, વિશ્વ ચેતના કહો, પરબ્રહ્મ કહો, આત્મતત્ત્વ કહો કે પરમ તત્ત્વ કહો, જે કંઇ નામ

આપવા હોય તે આપો, બધાં નામો અનંત વિભુનાં છે, આવું જે નીરવ શાંત બ્રહ્મ તેને જ હું બાપજી કહું. આપણે એને નીરવ શાંત બ્રહ્મ કહીને મૂકી દઈએ તો આપણને સંતોષ નથી થતો એટલે બીજી રીતે કહું. એ નિર્ગુણ શાંત બ્રહ્મમાં કાંકરી નાંખીએ અને એમાં કંઈક ક્ષોભ કે મોજું ઉત્પન્ન થાય તેવી રીતે એ નીરવ શાંત બ્રહ્મમાં કાંકરી નાંખવા માટે આપણા પરિવારમાં- પહેલાં થઇ ગયેલાં જે ભક્તજનો હશે એ બધાના હૃદયમાં બાપજીના અવતરણ માટે સંકલ્પ થયો હશે. આપણો એક વિચાર કે સંકલ્પ, અરે! આપણો એક શબ્દ આખા બ્રહ્માંડમાં એનાં શાંત તત્ત્વમાં કંઈક ક્ષોભ ઉત્પન્ન કરે છે, હલનચલન કરે છે. આપણે મંત્રોચ્ચાર કરીએ છીએ અથવા તો રામ રામ કે જપ કરીએ છીએ તો એ નકામા કે વ્યર્થ નથી જતા, પણ એ એક જગ્યાએ એકઠા થાય છે. એકઠા થઇ એને મૂર્ત થતાં વાર લાગે છે એટલું જ. તે રીતે આપણે બધાઓએ જે સંકલ્પ કર્યો હશે તે બધાનાં સંકલ્પની એક મૂર્ત કાંકરી તે પેલા નીરવ શાંત બ્રહ્મમાં પડી હશે અને તેથી પેલા નિર્ગુણ બ્રહ્મમાંથી જે સગુણ સાકાર રૂપ થયું તે આપણા બાપજી છે.

મારે બાપજીને આટલે ઊંચે મૂકવા છે. પણ તમારી આગળ એ જે સ્વરૂપ લઇને આવ્યા તે સ્વરૂપ કેવું આસેચનક-જોતાં મન ધરાય નહિ, આંખો ધરાય નહિ, પાસેથી ઊઠવાનું મન થાય નહિ એવું. આમ તો શરીરમાં શું હતું? આપણે અહીંયાં બધાએ ભેગા થઇને અગ્નિને સોંપી દીધું, પણ એ જે દેવત્વ લઇને આવ્યો હતો, આવ્યો છે, આપણે એને લાવ્યા પણ આ એનું સ્વરૂપ અહીં શું લઇને આવ્યું? એ આનંદ લઇને જ આવ્યું. આનંદનું સ્વરૂપ જ, સ્વરૂપ નહિ, આનંદ પોતે જ, આનંદ પીરસવા આવ્યો, બધાને આનંદમય બનાવવા આવ્યો. આપણે એના મૂળ સ્વરૂપને ભૂલી ગયા. તે જે સ્વરૂપ લઇને આવ્યો તેનું મૂર્ત સ્વરૂપ તે એક એક પ્રાણીમાત્ર અને જડ ચેતન સર્વ એમાં આ મનુષ્યનો દેહ એ તો એનું રહેવા માટેનું દિવ્ય સ્થાન, એનું મંદિર છે. આપણે આ મૂળ વાત ભૂલી ગયા. આ આનંદ સાગર આપણા અંદર રહેલા આનંદને પ્રગટ કરીને એકતા કરી આપવા માટે આપણા માટે આવ્યો છે. આપણે એને એ રીતે ના લીધો, તો ખેર! એ રીતે ન લેવાય તો યે વાંધો નથી. પછી એને થોડે હળવેથી લ્યો કે અમે સંસારમાં છીએ એટલે ભૌતિક કામનાઓની પણ અમને જરૂર છે. તારે આપવી હોય તો જરૂર પૂરતી

આપજે પણ અમારું લક્ષ્ય સ્થાન તો પેલું છે કે તું જ્યાં બેઠો છે, તું જે સ્વરૂપે છે, તું જે છે તેમાં તારી સાથે અમને એકતા કરી આપ.

પણ આપણે તો ભૌતિક કામનાઓ પૂરી ન થાય એટલે આપણી વૃત્તિ તરત બદલાય જાય. બાપજીની પાસે, બાપજીના ઉપદેશમાં, બાપજીના આચરણમાં એક વસ્તુ વ્યક્ત હતી કે તમને આનંદમાં રાખવા, તમને આનંદ સ્વરૂપ બનાવવા. એટલે તો પોતાની ગમે તેવી તબિયતે આનંદમાં જ હોય. દુઃખની શી તાકાત છે કે એ આનંદ સ્વરૂપને સ્પર્શી શકે? આનંદ સ્વરૂપ તમને આનંદ આપવા અને આનંદ સ્વરૂપ બનાવવા માટે અહીંયાં આવ્યો છે. તે આપણે ભૂલીને કેવળ આપણી ભૌતિક કામનાઓમાં એને ફસાયેલો રાખી આપણે એનાથી વિમુખ થયા છીએ, એટલે આપણે આપણી કામનાઓ અને ઈચ્છાઓ પૂરી થતી નથી એટલે આપણી વૃત્તિને અવધૂત ઉપરથી ખેસવી નાંખીએ છીએ ને પછી કહીએ છીએ કે બાપજી અત્યારે નથી એટલે શું થાય?

અરે, બાપજી ક્યાં નથી? જ્યાં જુઓ ત્યાં એ જ છે. તમે એક સંકલ્પ કરો, કંઈ ન આવડે તો એના ફોટાની આગળ બેસીને, ક્યાંયે ન જાઓ તો યે પોતાને ઘેર જ. તમારું દુઃખ હોય તો તે કોઈની આગળ ના રડશો. રડવું જ હોય તો એની આગળ જ રડો. અનુભવ કરવો હોય તો કરી જુઓ, પણ એટલી ખુમારીથી તો કરો જ કે લાભ મળે કે નુકસાન, તારે કરવું હોય તે કર. તારે મારી કામના પૂરી કરવી હોય તો કર ને ન કરવી હોય તો ના કર પણ મેં તો તારા ચરણમાં અરજી મૂકી છે. બસ આપણામાં એટલું સત્ત્વ હોવું જોઈએ કે એ જે કંઈ ફેંસલો આપે તે હસતાં હસતાં સ્વીકારી લઈએ. આપણે એનો ફેંસલો સ્વીકારતા નથી અને રોદણાં રોઈએ છીએ અને પછી ઘડીમાં અહીંયાં અને ઘડીમાં બીજે આમ તેમ ફરીએ છીએ. અરે, કરોડપતિ નહિ, પણ બધાં બ્રહ્માંડોનો પતિ અહીં બેઠો હોય અને એના છોકરાને, લોકોનાં ખાધેલાં એઠાં પતરાળા લઈ જતા હોય તેમાંથી લઈને, ખાતાં જુએ તો એના હૃદયમાં કેવું દુઃખ થાય? અરે! મારો છોકરો અહીં લોકોનો એંઠવાડો ખાય છે! કાં તો તમે એમ કહો કે હું બાપજીનો છોકરો નથી અથવા તો છોકરો છું પણ મારે અને એને બનતું નથી. પણ પછી જ્યાં જાઓ ત્યાં, તમારી આ એક મોટી ભૂલ છે કે, કહો છો કે હું બાપજીનો છું અને મારે આ દુઃખ છે. એમ તમારું દુઃખ કોઈ

ભાંગે ખરું કે ભાંગી શકાય ખરું? કર્મોની ગતિ ન્યારી છે. આપણું એક એક કર્મ આપણી સામે આવીને ઊભું રહ્યું છે.

આ વિશ્વ એક દર્પણ છે. દર્પણમાં જેવું મોં કરો તેવું દેખાશે. તમે આમ હાથ કરશો તો તે સામે તેવો જ હાથ કરશે. તમે હસશો તો તે હસશે. તમે ખીજાશો તો ખીજાશે. આપણું પ્રત્યેક કર્મ આ વિશ્વરૂપી આયનામાં પ્રતિબિંબ પાડે છે. એ જુઓ, વિચારો ને વિચારીને તમારું જીવન ચલાવો તો પછી આ રોદણાં રોવાનો કોઇ સવાલ જ ઊભો નહિ થાય. એના વિધાનને, એના આપેલા ફેંસલાને હસતા મોંઢે સ્વીકારો. એના ચરણમાં ગયા પછી આપણામાં એટલી ખુમારી કે તાકાત તો આવવી જ જોઇએ કે તારે કરવું હોય તે કર. ભલે મરી જઇશું પણ મરીશું તો અવધૂતના દ્વારે જ, ભીખ માંગીને ખાઇશું પણ માગશું તો અવધૂતના દ્વારે જ. જો આટલી ખુમારી આપણામાં નહિ હોય તો આપણો પરિવાર એક દિવસ પૂરો થઇ જશે. કેવા કેવા વિદ્વાનો આપણા પરિવારમાં છે-કેવા કેવા સાક્ષરો છે- કેવા કેવા આંગ્લ ઉપાધિ ભૂષિત ભણેલા ગણેલા ને શ્રીમંતો, સામાન્ય કક્ષાના ભક્તો, સેવાભાવીઓ ને સેવિકાઓ છે અને તેથી તો આવો આનંદ મેળાવડો સર્જીને, આટલા બધા માનવોને આનંદમાં ગરકાવ કરી દે એટલી બધી તાકાત ધરાવે છે. આ એકતા (unity) તમે જેટલી બને તેટલી વધારજો. એકબીજા તરફ ભાઇચારો રાખજો, એકબીજાને હાથ અડે, પગ અડે, ગમે તે થાય પણ જ્યાં ભગવાનનું કામ આવે એટલે બધું જ છોડી દેજો. વચ્ચે કાંઇ ન જોઇએ. પહેલો મારો ભગવાન અને પછી બધી દુનિયા.

તમને આવો આનંદ પીરસવા માટે ને ગમે તેવી સ્થિતિમાં તમને ભગવત્ સ્વરૂપમાં સંયોજવા માટે અને ફેંસલાને હસતાં હસતાં સ્વીકારી લ્યો તે માટે અવધૂત અહીં આવ્યો. સદેહે આવીને આપણા બધાની વચ્ચે બાલકશી ચેષ્ટા કરતો તમે એને વિચરતો જોયો છે. પછી તમને શી ઊણપ છે? શાની કમી છે? મને તો કંઇ દેખાતી નથી. સ્વીકારો બસ એના ફેંસલાને. અહીં હૃદયમાં તો એ બેઠેલો છે જ. ફોટો ન હોય તો કંઇ નહિ, એ બધે જ છે. આટલા આનંદની અનુભૂતિથી જીવો અને એ જ આનંદને પીરસવા આવ્યો છે તેની ઉપાસનામાં ખૂબ દૃઢ બનો. મનને આમ તેમ હલન ચલન કરવા ન દેશો. બહુ જ સમજીને સ્વીકારો. રામને, કૃષ્ણને, દત્તને, હનુમાનજીને, માતાજીને, ઇસુને કે

અલ્લાહને જે ઠીક લાગે તેને ભજો, પણ જો આપણી ઉપાસનામાં આ મોટી ભૂલ હશે તો ગમે તે દેવની ઉપાસના કરશો તો તમને લાભ નહિ થાય અને તમે ભાંગી પડશો. બધા જ સ્વરૂપો એ વિભુ અનંતમાંથી આવેલાં છે.

એનામાં આવી નિષ્ઠા અને શ્રદ્ધા રાખજો. આ મારો ભગવત્ સ્વરૂપ ગુરુમહારાજ ભગવાન અવધૂત બધાને-આખા પરિવારને સમગ્ર બ્રહ્માંડોને ભેદી બધાનું કલ્યાણ કરે, સ્વાનંદરત બનાવે, આનંદના સાગરમાં બધાને ડૂબાડી દે અને આપણે બધા એ સ્વાનંદ સમ્રાટમાં, સ્વાનંદ સાગરમાં ડૂબી જઇએ અને મરી જઇએ તો યે હસતાં હસતાં સ્વાનંદના સામ્રાજ્યમાં સમાઇ જઇએ. અહીંયા બેઠેલા બધાને હું અંતઃકરણથી, સાચા ભાવથી, બાપજીના સ્વરૂપો સમજી વંદન કરીને વિરમું છું.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

કા. વદ ૮, ૨૦૩૮ — નારેશ્વર
તા. ૧૯-૧૧-૧૯૮૧

# (૬)
# સેવાઃ સાધન, સાધ્ય અને સિદ્ધિ

શ્રી જયંતીભાઇએ મારે વિશે કંઇ કહ્યું. પણ હું શું બોલું? અહીંયાં તો મારો બાપજી હર્યોભર્યો છે. આપણી જાત આગળ મૂકીએ શું કરવા? અહીંની ભૂમિ-રજમાં-કણેકણમાં આળોટવાનું મળેને તો યે આપણી જાતને ધન્ય માનવી જોઇએ. મારા અંતરની સંવેદના આપને કહું છું. તમે નહીં માનો પણ જ્યારે હું સૌ પ્રથમ નારેશ્વર આવેલો ત્યારે સેવાની કોઇ જગ્યા ખાલી નહીં, બાપજીનાં દર્શન કર્યા પછી મને એનું એવું ઘેલું લાગેલું કે એની પાસે રહેવાના ઘેલામાં-તેના સાંનિધ્યમાં વધુ અવાય તેવી સેવા શોધું. ક્યાં એ મેરુ પર્વત- જેના દર્શન માટે લાંબી લાઇનો હોય છતાં એની એક મીઠી નજર પડી જાય તો યે આપણને ધ્યાન ને યોગ ને એવું બધું જે કહેવાય તે સર્વનું ફળ ક્ષણમાં પ્રાપ્ત થઇ જાય-મળી જાય-અરે! એની ઉપરની એક હવા જો આપણને સ્પર્શી જાય તો ભવભવનાં દુઃખનું વિદારણ કરે તેવી પ્રબળ એ સ્થળની દિવ્યતા હતી-અને ક્યાં હું?

સેવાની એવી કોઇ જગ્યા ખાલી નહીં પણ સેવાથી નજીકમાં જવાય એટલે હું એવી કંઇક સેવા શોધું. એક દિવસ યોગાનુયોગે બાપજીને પાવડી પહેરીને ડોલડાલ (સંડાસ) જતાં મેં જોયા. બાપજી જે રસ્તે થઇને જતા હતા તે રસ્તે પાવડી નહીં જેવી ઊંચીનીચી થાય તેવા ખાડા ટેકરા હતા, તે હું જોઇ રહ્યો. બાપજી જાજરૂ જઇ પાછા ગયા પછી હું જાજરા સુધી ચાલતો ગયો ને જાજરામાં જઇ જોયું તો જાજરૂ બેસવા એક જ જગ્યાએ બે ઇંટો મૂકેલી. બેસવાની જગ્યાએ બધું ભીનું હતું. અંદાજે સંવત ૨૦૦૮ની આજુબાજુના વર્ષોની વાત હશે. મને થયું આ રસ્તો જરા સારો કરી દઉં.

મારા હનુમાનજી જેવા માસ્તર જગજીવનભાઇને મેં પૂછ્યું, ‘માસ્તર, આ કરી શકાય કે નહીં?’ માસ્તર કહે, હા કરો. મારી ગાંડી ઘેલી સૂઝથી પાવડો લઇને પાવડી ખટકાય નહીં તેમ રસ્તો સીધો કર્યો. જાજરૂ બેસવા બે જ ઇંટો હતી કે જ્યાં માંડ પગ મૂકી શકાય. અવધૂતને તો શરીર નહીં-શરીરભાવ નહીં-શરીરભાન નહીં-તેને તો જ્યાં બેસાડો ત્યાં બેસી જાય. પોતાને ગમે કે ન ગમે પણ એક અક્ષર ન બોલે-જે હોય તેનાથી ચલાવી લે-એવો હતો એ.

કૃષ્ણ કૃષ્ણ કરતાં થઇ ગોપી કૃષ્ણ સ્વરૂપ,
ગુરુ ગુરુ કરતાં શિષ્યનું રહે ન પૂર્વ સ્વરૂપ!

મને થયું કે આ એક ઇંટની જોડે બીજી ઇંટ મૂકી હોય તો પગ મૂકી બેસતાં સારું ફાવે ને તરત બીજો વિચાર આવ્યો કે એક જગ્યાએ બેસવાનું છે એના કરતાં બે-ત્રણ જગ્યાએ ઇંટો હોય તો સારું. એટલે મેં ત્રણેક જગ્યાએ-પગ મૂકીને બેસવાની જગ્યાએ-બે બે ઇંટો મૂકી. પછી ભીનું હતું ત્યાં કોરી રેતી નાંખી કોરું કર્યું.

આ જાજરૂ છે ને તે મારી સાધના છે. એને મારી સાધનાની પૂર્ણાહુતિ એમ તો ના ગણું પણ મારા બાપજીની મારા ઉપર માથાના એક વાળ જેટલી જ ગણું તો તેટલી પણ જો કૃપા હોય તો તેનું કારણ આ છે.

બીજે દિવસે બાપજી જાજરૂ ગયા ને માસ્તરને પૂછ્યું, 'માસ્તર! આ કોણે કર્યું? માસ્તરે આ શરીરનું નામ લીધું. બાપજી અંતરમાં પ્રસન્ન થયા. સામાન્ય સહજભાવે માસ્તરને મેં પૂછ્યું કે બાપજીને કંઇક ખરાબ તો નથી લાગ્યું ને? તો માસ્તર કહે, ના. બરાબર છે. બસ, આ એમને ગમવા માંડ્યું. તેમાંથી એમને ગમે તે કરવું અને ના ગમે તે ના કરવું, તે તો મારી એક સાધના બની ગઇ, પણ આ ગમે ને ના ગમે તેમાં તો બધી જ સાધનાઓ-બધું જ સમાઇ જાય-શું ન સમાય તે એક કોયડો છે. આવું છે તેમને ગમવાનું શાસ્ત્ર.

હું આજે પણ ઉકેડીયાને તો બંધુ જ કહું છું. જયંતીભાઇને તો મેં કહેલું કે હું નારેશ્વરનો એવો શું વિશિષ્ટ વ્યક્તિ છું કે મારા ઉતારા માટે તમારે અગાઉથી વિચાર કરવો પડે. પત્રમાં મેં લખ્યું છે, એમને પૂછજો, મને જો સાચે જ ઉતારો આપવો હોય તો મારા ઉકેડીયા બંધુની જોડે જ એક કરાંઠા કે ઘાસની ઝૂંપડીમાં ઉતારો. જેથી હું આનંદમાં રહી શકું, પણ એવું મારા ભાગ્યમાં ક્યાંથી હોય! હું તો નારેશ્વરની ભૂમિની રજ કે એક કણ થાઉં તો મારું સદ્‌ભાગ્ય છે. મને અહીં વિશિષ્ટ વ્યક્તિ તરીકે કોઇ કહે તો મારું અંતર કકળી ઊઠે છે. હું બોલી શકતો નથી કે વાચા નથી આપી શકતો એટલું જ. અહીંની તો રેતીમાં આળોટવા મળે તો તમારું એક મહદ્‌ભાગ્ય છે. અહીંનો તો ઉકેડીયો થવા મળે તો તમારાં કોટી પુણ્યનો ઉદય થયો સમજજો. અહીં તો બુચીયા કૂતરાના અનંત પુણ્યનો ભંડાર ખુલી ગયો છે. આ રીતે બાપજીનું જાજરૂ એ તો મારું સાધના મંદિર છે.

નાડ સોંપી ગુરુહાથ જીવડા, પથ્ય નેક તું પાળ.

મેં એક વખત જયંતીભાઇને પત્રમાં લખેલું કે નારેશ્વરમાં ગંદકી સાફ કરનાર માણસ એટલે કે એવો એક સેવક અને તેને જે કામ કરવાનું હોય તે અને બીજા જેઓ શિખર પાસે બેઠેલા હોય તે અને એમાં જે કામ કરવાનું હોય તે કામ-સેવાનો પ્રકાર જુદો છે, પણ ફળ તો એક જ છે. બાપજીની પાસે ચોવીસ કલાક રહીને આપણે સેવા કરીએ ને સ્થાનની કે સમાજની કંઇક સેવા કરીએ તો બંનેમાં મને તો જરાય તફાવત નથી લાગતો. કદાચ હું માનું કે અહીં તો આપણા આનંદનો એક અંગત સ્વાર્થ છે, જ્યારે પેલામાં સર્વવ્યાપી અવધૂતની સેવા કરવાનો ભાવ આપણને ઊભો થાય છે, જાગ્રત થાય છે. તો નજીક કરતાં પેલી સેવાને બાપજી વધુ લક્ષમાં લેશે. હા, પણ સેવાની આટલી વ્યાપક વિશાળતા સત્પુરુષની સેવાથી જ પ્રાપ્ત થાય છે તે પણ સાથે સાથે ના ભૂલવું જોઇએ.

૬૦મી રંગજયંતી વખતે રાત્રે બે વાગ્યે કોલસા આવે, સિમેન્ટ આવે, નાવડી જલદી ખાલી કરવી હોય તો અહીં એવા સેવકો પણ હતા કે થાકેલા હોય તો પણ પરવા કર્યા વગર તે કામ-સેવા કરી દેતા.

આપને મારો અનુભવ કહું છું. બીજા જ દિવસે બાપજી ભક્તો સાથે બિરાજમાન થયેલા અને વાતવાતમાં બોલતા કે મારી પાસે મને દેખાડવા લોકો માળા ફેરવશે-સેવા કરશે, આમ કરશે, તેમ કરશે, પણ અવધૂતને તો હજારો માઇલ તેને માટે શું થઇ રહ્યું છે-નદીને કિનારે શું થઇ રહ્યું છે, એની પણ ખબર છે. તે આવા સર્વદર્શી-અંતર્યામી છે એનાથી તમે શું છુપાવશો? તમારો એક એક શ્વાસ-તમારી એક એક ક્ષણ-તમારું એક એક હલનચલન એના ધ્યાનમાં છે. તમારો એક વિચાર ઊઠે છે તે પહેલાં જ, તેનું સ્પંદન થાય છે તેના પહેલાં જ તે તમને જોઇ રહ્યો છે. માટે જીવનને પરિશુદ્ધ થવા દો. સર્વત્ર એના અસ્તિત્વનો જે તમારો સ્વીકાર છે, તેનાથી જે પરિશુદ્ધિ થશે, તે તમારા જીવનને ઊર્ધ્વગતિએ લઇ જશે. તમારી જાતને થોડી વાર દૂર કરીને એને બેસાડીને જુઓ તો ખરા-તમારું જીવન એનામય બન્યું હશે. તમારા જીવનમાં અવધૂત સિવાય બીજું કંઇ નહીં હોય. તમારા જીવનમાં તમને પ્રતિક્ષણ એની અનુભૂતિ આવશે અને એ અનુભૂતિ એ તમારી સાધના પણ છે અને સાધ્ય પણ છે.

ઘણી વાર હું કહું છું કે 'સાધન સિદ્ધિ ગુરુપદ નેહુ.' રામાયણમાં સંતશ્રી તુલસીદાસજીએ લખ્યું છે કે 'સાધન સિદ્ધિ રામપદ નેહુ', પણ આપણે બધા સહજ રીતે ગુરુને પરમાત્મા માનીને ઉપાસના કરીએ છીએ એટલે હું ફેરફાર કરીને કહું છું કે સાધન અને સિદ્ધિ એ ગુરુના ચરણમાં પ્રેમ છે. મારો ગુરુમહારાજ એ મારું સાધન પણ છે અને મારી સિદ્ધિ ને સાધ્ય પણ છે.

હવે મારી જે મૂળ વાત છે તે એ છે કે મારા જેવો એક નાચીજ કૂતરો ભસી-ભસીને કેટલું ભસવાનો હતો અને એના ભસવાથી શું પ્રચાર થવાનો હતો? આપણે એનો શું પ્રચાર કરવાના હતા? આપણી જાતને વચ્ચે મૂકીએ શું કરવા? અવધૂતનો પ્રચાર હોય ખરો? અવધૂતનો તો પ્રસાર હોય અને તે આપોઆપ જ થાય.

અવધૂતને તો આચરવાની જરૂર છે. એને જીવવાની જરૂર છે. તમે એને એવો જીવો-જીવી નાખો કે તમારું જીવન જ આદર્શમય બને. એ જ એનો સાચો પ્રસાર છે. એનો વળી પ્રચાર શો? સત્યનો પ્રચાર હોઈ શકે ખરો? ગમે તેવી અંધારી કોટડીમાં બેસીને ભગવાનનું નામ લો કે ખરાબ વિચાર કરો-એ તો સર્વાન્તર્યામી છે. તમે વિચાર કરો એની આગળની પળોમાં પણ એ વર્તાતો હોય છે. આપણે વિચાર કરીએ છીએ ને આમ કરીએ ને તેમ કરીએ છીએ-એ બધું કોકડું વાળો ને નાંખી દો કૂવામાં- એકદમ હળવા ફૂલ થઈને એને જીવવા માંડો અને તમે એને જીવી નાંખો.

બસ મારે જો બોલવાનું કે કહેવાનું હોય તો આ એક બ્રહ્માંડ દેખાય છે પણ મારી દૃષ્ટિએ પરમાત્મામાં અનંત બ્રહ્માંડો છે. આ અનંત બ્રહ્માંડોનો પૃથ્વીના ગોળાની માફક ગોળ એક ગોળો બનાવીએ અને એના ઉપર જો કોઈ એકને ઊભો રાખવાનો કે બેસાડવાનો હોય તો હું મારા બાપજીને બેસાડું. એટલે મારા-એટલે આપણા-ઉપાસકોના હૃદયમાં આખા બ્રહ્માંડમાં જો કોઈ પ્રેમનું પાત્ર હોય તો તે (આપણો) તમારો ઉપાસ્ય દેવ છે. જો તમે એને આટલે હળવેથી લેશો તો તમારો એ ઉપાસ્ય દેવ તમને એટલો બધો ઘેરી વળશે કે તમારી અસ્મિતા અંદરથી બહાર કાઢવી હશેને તો જેમ ગાઢ ઊંઘમાંથી ઝટ ઊઠી ન શકાય તેમ કાઢી શકાશે નહિ. આપણે શું પ્રેમ કરી શકીએ? વિખરાયેલા પ્રેમને એકઠો કરી એક જ જગ્યાએ મૂકો-પછી જુઓ મઝા! મારા બાપજીએ

મને નથી જ્ઞાન આપ્યું- નથી સાધના શીખવાડી- નથી યોગ શીખવાડ્યો-મેં કદી કંઇ માગ્યું જ નથી. તમને ગમ્મત લાગશે. વહેવારનો કોઇ પ્રસંગ મેં બાપજી આગળ ચર્ચ્યો નથી. પ્રસંગ જ કોઇ દિવસ ઊભો થયેલો નહીં. મને તો એમ જ કહે કે મારો છે તેને હું કંઇ ઊભું જ નહિ થવા દઉં. આપણે તો એના સાચા બાળક બનવાનું છે. આ મારા અંતરનું દર્શન છે. હું માનું છું કે એમાંથી તમને કંઇ ખોટ નહીં જાય. એકને જ પકડો-સમજીને પકડો અને પકડ્યા પછી "કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ" આખું બ્રહ્માંડ એના પર ઓવારી નાંખો. આખરે તો અહીંયાં બધું જ છોડીને જવાનું છે, તો પહેલાંથી એના ચરણમાં શા માટે નથી છોડતા? તમારી જાત સુદ્ધાં પણ એને એવી સમર્પણ કરો કે તમે રહો જ નહીં ને તમારી જગ્યાએ એ જ આવી જાય.

બાપજીને જીવો એ જ એનો ઉપદેશ છે. બાપજીને આચરો એ જ એનો આચાર છે. બાપજીને સમજો એ જ એની સાધના છે. બાપજીને પચાવો એ જ તમારા અહંની પૂર્ણાહુતિ છે. બાપજીને અનુભવો તો પછી તમે જ અનુભવ છો. એટલે મને આમ વિશિષ્ટ વ્યક્તિ તરીકે શ્રી જયંતીભાઇએ પ્રસાદી આપી ભાવ બતાવ્યો તો મારે તો સ્વીકાર્યા સિવાય છૂટકો ય નથી. એને બાપજીની પ્રેરણા ન હોય તેવું પણ હું કઇ રીતે કહી શકું? જયંતીભાઇનું આ મારા પરનું વહાલ છે અને વહાલમાં ને વહાલમાં મારે વિષે ક્યારેક એવું બોલી નાખે છે તેનો શો જવાબ આપું? આ અવધૂતને સમજીએ, આચરીએ, જીવીએ બસ. તમારી હાજરીનો વિચાર આવે તે પહેલાં એની હાજરીનો સ્વીકાર કરીએ, એ મારો બાપજી છે.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

કા. વદ ૯, ૨૦૩૮ નારેશ્વર, સવારે ૬:૩૦
તા. ૨૦-૧૧-૧૯૮૧

# (૭)
# યજ્ઞનારાયણ અંગેની સાચી દૃષ્ટિ-સમજ

અવધૂત ચિંતન શ્રીગુરુદેવદત્ત

ગુરુર્મે સર્વસ્વં ગુરુમિહ ભજે તેન ગુરુણા
સદા સખ્યં મે સ્યાત્ પરમપિ નમો મેઽસ્તુ ગુરવે ।
ગુરોસ્તત્ત્વં નાન્યદ્ ભવભયહરં નામ ચ ગુરો-
ર્ગુરૌ ચિત્તં મે દ્રાગ્ વિશતુ હ્યભયં મે કુરુ ગુરો ॥

અહીંયાં હું શું બોલું? અહીં સ્વાનંદ સમ્રાટના આનંદનો મહેરામણ છલકાઇ રહ્યો છે અને એ આનંદના મહેરામણમાં સ્નાન કરી રહેલાં અત્ર ઉપસ્થિત એવા આનંદના સ્વરૂપો!

મારો ગુરુમહારાજ મને એનામાંથી નાનું ઝરણું આપે અને એ ઝરણામાંથી તમે સર્વે આચમન કરીને કંઇક થોડીક પણ તૃપ્તિ પામો એવું એને પ્રાર્થું છું.

આ મોહમયી નગરીના નિવાસી ક્રિયાગ્રસ્તોને જ્યાં સમય જ નથી, છતાં સમય કાઢીને આ દિવ્યાનંદ માટે ભેગા થયા છે તેથી મને આનંદ થાય છે. ઘણું મોડું થવાથી સમયનો અભાવ છે, માટે હું વધુ નહિ બોલું.

પરમ કૃપાળુ પરમાત્માએ આપણને જે ભૌતિક સમૃદ્ધિ આપી છે એ સમૃદ્ધિ એક જ જગ્યાએ એકઠી ન થઇ જાય એટલા માટે આપણા આર્ષ દૃષ્ટા ઋષિમુનિઓએ આપણી વૈદિક પરંપરામાં એવી સુંદર પ્રણાલી મૂકી છે કે જેથી સમૃદ્ધિનું સંતુલન થાય અને એની શુદ્ધિ પણ થાય. ભૌતિક સમૃદ્ધિનો ઉપયોગ યજ્ઞયાગાદિ વગેરે જેવા સદ્કાર્યોમાં કરવાથી એ સમૃદ્ધિ એના બાળકોમાં વહેંચાય છે, વપરાય છે અને તે દ્વારા સમૃદ્ધિનું સંતુલન અને શુદ્ધિકરણ થાય છે. યજ્ઞમાં હોમાતા હુતદ્રવ્યમાંથી રૂપાંતર થઇને વિશ્વોદ્યાનને ઉપયોગી એવા અદૃશ્ય દેવોરૂપી કરણોનું તેથી અંતરિક્ષમાં પોષણ થાય છે.

સમાજને ઉપયોગી એવું કોઇ પણ શુભ કર્મ એ યજ્ઞ જ છે. તે વડે સમાજમાં સંપત્તિનું સંતુલન જળવાય અને સાચો સમાજવાદ સ્થપાય. આ યજ્ઞપ્રણાલીનો આશય આવો શુભ છે. સમાજનાં ઉપયોગી એવા સર્વને જેવાં કે વિદ્વાન બ્રાહ્મણોને, વહેપારીઓને, કારીગરો તથા મજૂરોને અને ઉપજીવિકા માટે નભતાં અન્ય સર્વને યજ્ઞમાં પોષણ મળે છે. પરમાત્માએ આપેલી સંપત્તિનો સદુપયોગ કરવાનાં આવા સમાજ ઉપયોગી ઘણાં કાર્યો છે. ખરેખર પૂછો તો યજ્ઞ-નારાયણની પૂજા એ તો સાધન છે અને તેથી જ આપણે પણ આમ ફક્ત યજ્ઞ નારાયણનું પૂજન કરીને સંતોષ માનવો જોઇએ નહિ. આપણો મૂળ હેતુ-સાધ્ય તો જેની પૂજા કરવા બેઠા છે તે સ્વરૂપ આપણે થઇ જવું એ છે.

પ્રભુએ આપણને ભૌતિક સંપત્તિ સાથે એક અન્ય, અમૂલ્ય ખજાનો પણ આપ્યો છે, જે તરફ આપણું દુર્લક્ષ છે. આ ઘણી મહત્ત્વની વાતમાં આપણે જે બેધ્યાન છીએ તે છે આપણને આપેલો કિમતી સમય.

દિવસ ઊગે ને ૨૧,૬૦૦ શ્વાસનો સમય-૨૪ કલાકનાં-રત્નો આપ્યાં છે. પ્રભુએ આપેલી આ દિવ્ય ભેટ છે. અહીં ઘણાં કહે છે કે અમે ભગવાનનું નામ કેવી રીતે લઇએ? પણ મારું કહેવું એમ છે કે કામના સમયને બાદ કરતાં રહેતો તમારો સમય જે તમે વ્યર્થ વાતોમાં વિતાવો છો તેની એક નોંધ રાખો અને પછી એ નોંધ રાખ્યા બાદ હવે આ વ્યર્થ સમયમાં પ્રભુને યાદ કરો. પ્રભુ તમારી પાસે સમય માગે છે. તે કહે છે કે મારા આપેલા સમયમાંથી તું મારે માટે અને મારા બાળકો માટે કેટલો સમય આપે છે? બચેલા સમયમાં શ્વાસે શ્વાસે તમારા ઈષ્ટદેવનું નામ લ્યો. ગાડીમાં બેસો ત્યારે સમય હોય છે જ. આ સમય દરમિયાન વ્યર્થ વાતો ન કરવી. મિત્રોને કહો કે મારે સમય આપનારને સમય આપવો છે. મને બોલાવશો નહિ. આ સમયનો ઉપયોગ પ્રભુનું નામ લેવામાં કરો. ભગવાનનું નામ લેવા માટે સમય નથી એવું કહેનારા ભાઇબહેનો! એક દિવસ તો નોંધ રાખી જુઓ! કેટલો બધો સમય વ્યર્થ જાય છે! બસ! આ વ્યર્થ જતાં સમયનું ધ્યાન રાખી એનો સદુપયોગ કરો.

તમને ગમે તે ઈષ્ટદેવનું નામ લ્યો, ધ્યાન કરો. રામનું કે દત્તનું નામ લ્યો તો જ કલ્યાણ થાય એવું નથી. આપણી પરંપરામાં ઉપાસનાની જેવી સ્વતંત્રતા છે, તેવી સ્વતંત્રતા ક્યાંયે નથી. તમે તમારા ઈષ્ટદેવના નામના જાપ કરો. તમે જ્યાં સમય આપવા માંડશો ત્યાં એ પણ તમને સમય આપશે. આ લાગે છે સામાન્ય વાત, પણ વિચાર માગી લે તેવી વાત છે. બચાવેલો સમય તેને આપો. સમય પર ધ્યાન રાખી, વ્યર્થ જતો સમય બચાવી લો. આપણે બધાં જ્યારે દુઃખનાં ડુંગરો તૂટી પડે ત્યારે પ્રભુને કહીએ છીએ કે પ્રભુ અમને બચાવજે, મદદ કરજે, પણ ભગવાન કહે છે કે મારો આપેલો સમય તે મારા માટે ક્યારેય વાપર્યો નથી. એક શ્વાસ પણ વાપર્યો નથી અને હવે મદદ કે લાભ જોઈએ છે? તમારી આત્મોન્નતિ માટે તો ખૂબ જ જરૂરી છે, પણ દુન્યવી દુઃખો વખતે પણ જો તમે એને માટે સમય આપ્યો હશે તો એ આવીને ઊભો રહેશે. જ્યારે ડોક્ટરો કહેશે કે હવે અમારું કાંઈ ચાલે એમ નથી, હવે પ્રભુ વિના કોઈ સહારો નથી, ત્યારે આ જગતમાં તમારા દીકરા, ધન-બંગલા, વાડી, ગાડી, લાડી કોઈ તમારી સાથે નહીં હોય. એવે વખતે તમે આપેલા સમયવાળો આવીને ઊભો રહેશે. અનુભવ કરવો હોય તો કરી જોજો. તમારો વધુ સમય નથી લેતો, પરંતુ સમય નથી તેવું કદી ન કહેશો.

રોજ રાત્રે સૂતી વખતે પ્રાર્થના કરો કે હે પરમાત્મા! તેં આપેલા તારા સમયના ખજાનાને સ્વાર્થ માટે ખૂબ વાપર્યો છે, પરંતુ તેમાંથી બચાવેલી પળોમાં મેં તને જો યાદ કર્યો હોય તો વ્યવહારની મુશ્કેલીમાં તો તું છે જ પરંતુ અંત સમયે પણ આવીને ઊભો રહેજે. બધા છેલ્લે રામ રામ કરો એમ કહે છે પણ જીંદગીમાં ક્યારેય યાદ ન કર્યો હોય તો સમય આવે મારો ભગવાન કહે છે કે મારા માટે, મારા બાળકો માટે સમય આપો તો જ બંધનમાં આવું છું.

બધાનું આવું જોઈએ છીએ છતાં આખી જીંદગી વ્યર્થ વાતો કરવામાં પૂરી થઈ જાય છે. આપણા બંને હાથમાં લાડુ છે- ભુક્તિ અને મુક્તિ. સમય બચાવો. ઓફિસમાં પણ સમય મળે છે જો ઉપયોગ કરવો હોય તો. જ્યાં થોડો પણ સમય મળ્યો કે પહોંચી જાવ તેની પાસે. બાળકને 'તું રમવા જા' એવું કોઈ દિવસ કહેવું પડે છે? તે તો સમય મળ્યો કે તરત જ ભાગ્યો જ હોય છે. પરમાત્માએ આપણને એની ભૌતિક સંપત્તિનો

સદુપયોગ કરવા માટે આવા યજ્ઞોરૂપી કાર્યો દ્વારા એના બાળકોને પોષવા માટે મોકલ્યા છે. બાપજીની દૃષ્ટિએ સાચું ઈશ્વરપૂજન એટલેઃ

યેન કેન પ્રકારેણ યસ્ય કસ્યાપિ દેહિનઃ ।
સંતોષં જનયેત્ પ્રાજ્ઞસ્તદેવેશ્વર પૂજનમ્ ॥

સાચું ઈશ્વરપૂજન કયું? આપણને આપેલી કોઇ પણ સંપત્તિ કે શક્તિથી કોઇ પણ જીવની આંતરડી ઠારવી તેનું નામ જ સાચું ઈશ્વરપૂજન છે. આવા યજ્ઞનો ખરો હેતુ આ છે. આવા હેતુથી યજ્ઞ થાય તો તેના ફળસ્વરૂપે શિવને પૂજનાર શિવસ્વરૂપ, રામને પૂજનાર રામસ્વરૂપ, કૃષ્ણને પૂજનાર કૃષ્ણસ્વરૂપ અને ગુરુને પૂજનાર ગુરુસ્વરૂપ થઇ જાય છે. પરમાત્માના દરબારમાં ભેદ નથી. ગમે તે એક સ્વરૂપમાં સ્થિત થાઓ, તેને બને તેટલો વધુ સમય આપો અને પછી જુઓ તો તમારા જીવનમાં આમૂલ પરિવર્તન આવી ગયું હશે. તમારા કોઇ ખ્યાલ વગર તમારા મનની સ્થિતિ બદલાતી જશે, બદલાતી જતી હશે. સમય માટે ને આપણા શ્રેય માટે આથી વધુ હું શું કહું?

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

પો. વદ ૮, ૨૦૩૮ — શ્રી જયંતીભાઇ જોષીને ત્યાં,
તા. ૧૭-૧-૮૨ — મુંબઇ, સાંજે ૭.૦૦

# (૮)
# જન્મજયંતીના ઉત્સવનું રહસ્ય

અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત

ગુરુર્મે સર્વસ્વં ગુરુમિહ ભજે તેન ગુરુણા
સદા સખ્યં મે સ્યાત્ પરમપિ નમો મેઽસ્તુ ગુરવે ।
ગુરોસ્તત્ત્વં નાન્યદ્ ભવભયહરં નામ ચ ગુરો-
ર્ગુરૌ ચિત્તં મે દ્રાગ્ વિશતુ હ્યભયં મે કુરુ ગુરો ॥

અત્રે ઉપસ્થિત ગુરુચરણના લોભી ભમરાઓ મને મારી મચડીને બોલાવે છે. બાપજી પોતે મૌન રહ્યા અને મૌન રહીને આખા વિશ્વને એમણે મૌન ઉપદેશ આપ્યો અને એટલો ગાઢો ઉપદેશ કે જે લોકોને સ્પર્શી ગયો. કેટલાયના અંતરના તાર ઝણઝણી ગયા.

આપણે તો સાંભળવા ટેવાયેલા છીએ. થોડો સમય મનને અને કર્ણને પ્રિય લાગે-સ્મૃતિ સંગ્રહ વધે-આનંદ આવે, પછી કાંઇ નહિ. જ્યારે એની મૌન વાણી તો બ્રહ્માંડોના ભેદ ભેદીને અંદર-બાહર્ શુદ્ધિકરણના રસ્તે લઇ જાય અને શુદ્ધ કરે એવી છે.

આજનો પ્રસંગ-આજનો દિવસ આ બધાંને મન મોટો લાગતો જાય છે અને હું તો આ પ્રસંગ આવે ત્યારે એકદમ મૌન હોઉં. મારી બિલકુલ અનિચ્છાએ આ દિવસનું આયોજન થયું છે. બે દિવસ પહેલાં એવું થયું હતું કે આ પાઠકભાઇને કહ્યું કે જીપ લઇને આવો તો ક્યાંક અજ્ઞાત સ્થળે ચાલ્યા જઇએ. બધાને કહી દો કે પ્રસંગ કરવાનો નથી. પણ મારા ગુરુમહારાજને આવું છટકું ગોઠવવાનું નહીં ગમતું હોય એમ માનું છું. બાહ્ય નાખુશી અને અંતર ખુશી એવું નથી. અંતર બાહ્ય એક થઇને બોલું છું.

અહીં મારી દૃષ્ટિએ તો આ બધા ઉત્સવ આવે છે ને જાય છે. જયંતીઓ ઉજવાય છે ને જયંતીઓ ચાલી જાય છે. પણ મારા બાપજી જે હતા અને છે એ તો એવું ઘનસ્વરૂપ હતું કે એનો એક જરાક સ્ફોટ થાય તો હજારોને ભેદી નાખે, પણ જો એની

પાસે ખરેખર આપણે ગયા હોઈએ તો-એને જો થોડોક પણ આપણે સમજ્યા હોઈએ તો. આ ઉત્સવોનો અર્થ જે છે તે યથાર્થ રૂપમાં કેવો હોવો જોઈએ? સવારે નવ વાગ્યામાં બધા પોતાને ઘરેથી ચાર વાગે ઊઠીને તૈયાર થઈને આવ્યા ને હમણાં બાર વાગશે, પૂજન થશે એટલે પોતપોતાની રીતે પ્રસાદ લઈને વિખરાઈ જશે, ઘરે ચાલ્યા જશે. શું ઉત્સવ, શું જયંતી ઉજવવાની એટલે આવી રીતે ઉજવી નાંખવાની? એક જલસો કરવાનો? આવો જલસો તો ઘણા પ્રસંગોમાં થાય છે, પણ જ્યારે કોઈ દિવ્ય પુરુષની જયંતી ઉજવવાની આવે ત્યારે જયંતી અથવા તો આવો ઉત્સવ તો આપણને ઘણું બધું આપતો જાય છે. આવો ઉત્સવ થાય ત્યારે જેમ મહાપુરુષનો જન્મ થયો, તેમ આપણા હૃદયની અંદર એવો એક શુભ સંકલ્પ કે વિચાર પ્રગટ થવો જોઈએ કે આપણું રોજનું જીવન છે-એ જીવનમાંથી આવો ઉત્સવ જોઈને, મહાપુરુષોનાં ચરિત્રો જોઈને, આપણને આપણા જીવનમાં કંઈક એવો નવો વિચાર સૂઝે કે અરે! હું ક્યાં છું? જ્યાં હોવને ત્યાં થંભી જાવ અને એક નવો વિચાર લઈને અહીંથી જાવ. વિચાર કેવો? તમારા બાહ્ય જીવનને ય સ્પર્શ કરે અને આંતર જીવનનેય પરિશુદ્ધ કરી નાંખે અને એ શુદ્ધિ તમને ધીરે ધીરે આવા દિવ્યપુરુષો જે આનંદમાં રહ્યા છે-જે સમગ્રતામાં રહ્યા છે-સમગ્રતામાં જીવ્યા છે, એ સમગ્રતામાં કેવી રીતે જીવવું તે તરફ દોરી જાય.

અધ્યાત્મ સહેલું નથી. પારો કાચો હોય એટલું કપરું છે. તમે માનશો કે ઉત્સવમાં આવ્યા ને આમ થોડીક વાર બેઠા, ન બેઠા ને પ્રસાદ લઈ વિખરાઈ ગયા એટલે બધું પૂરું થયું, પણ એવું નથી. અધ્યાત્મ બહુ દૂર છે હોં! આ તો ધર્મની શરૂઆત પણ નથી. ધર્મનું ફળ એ અધ્યાત્મ છે અને અધ્યાત્મને પામેલો પુરુષ તો અરે! કેવો હોય છે. જગતમાં તરે છે, ઊડે છે, આકાશો અને બ્રહ્માંડો આંબે છે. આપણે આ વાતને સમજતા નથી. ધર્મને જો આપણે આચરણમાં મૂકીએ-ઉતારીએ તો જ એનું ફળ પ્રાપ્ત થાય. અધ્યાત્મની ગતિમાં જવા માટે ને એકદમ મેળવી લેવા માટે ઇચ્છીએ છીએ, પણ આપણા ધર્મના પાયા છે ને એ તો બધા જ ખખડી ગયા છે. અધ્યાત્મને માટે પાંચ રૂપિયાનું નુકસાન વેઠવા માટે આપણી તૈયારી નથી.

આચરણની એટલે કે પોતાના સુધારાની વાત આવે ત્યાં આપણે તરત આંખ આડા કાન કરીશું અને દિવસમાં કેટલાય ગુના કરીશું. આ વાત આપણે સમજીએ છીએ છતાં જાણી બૂઝીને એનાથી વિરુદ્ધનું કરીએ છીએ. ધર્મસ્થાનમાં જઈશું ને પાંચ-પચાસ-સો રૂપિયા-પાંચસો રૂપિયા- ખર્ચીશું, થોડીવાર આનંદ કરીને ઘરે આવીશું ને આપણે ધાર્મિક અથવા આધ્યાત્મિક કહેવરાવીશું. ખૂબ દૂર છે દિલ્હી હોં! આવા મહાપુરુષની પાસે ગયા પછી એ મહાપુરુષને તમારા હૃદયમાં એવો જડી નાંખો કે એક પળ પણ દૂર ન જાય. તમને એમ થાય કે હું આ કર્મ કરું છું તો મારી અંદર બેઠેલો મારો દેવ છે એને તે ગમશે? આવો એક શુભ વિચાર લઈને તમે જાઓ ને પછી જુઓ મજા, તમારા ધર્મ ને અધ્યાત્મની મજા. નહિ તો પછી આપણું ચીલાચાલુ જીવન તો છે જ ને એ તો રહેશે જ. પણ આવા દિવ્ય પુરુષો જન્મે છે તે એટલા માટે કે આપણે તેમણે ચીંધેલા દિવ્ય પથ પર ચાલીએ-એ પોતે આચરણમાં ઉતારીને જીવનમાં એ રસ્તે ચાલે છે, ચાલ્યા છે ને એ રસ્તો આપણા માટે કેડીરૂપ છે. જ્યાં ચાલવાની વાત આવેને એટલે તરત જ આપણા પગ ઢીલા થઈ જાય છે. એ તો કપરો રસ્તો છે ભાઈ! એ કપરા રસ્તે આપણાથી નહિ ચલાય. આપણે કશી જ તકલીફ ન પડે તેવા સીધા રસ્તાની શોધમાં છીએ. 'શોર્ટ કટ' જોઈએ છે. આચરણ વગર સર્વ વ્યર્થ છે. નીતિ-નિયમને, સદાચારને જો દેશવટો આપીએ તો સ્વપ્ને પણ સુખ કે શાંતિ નહિ મળે.

અહીં એક ભાઈ બેઠા છે. મારે ના કહેવું જોઈએ પણ એટલા માટે હું કહું છું કે આ પ્રસંગ મારો નથી, મારા ગુરુમહારાજનો છે. એ પોતે સરકારી ખાતામાં નોકરી કરે છે. આ પહેલાંની જન્મજયંતીએ અહીં આવતા જતા હતા. એટલે મેં એકવાર તેમને પૂજનમાં બેસાડેલા. એમને મહિને કેટલા રૂપિયા મળે છે? પેલું આપણું જે કહેવાયને, હાલનું જે ધોળું નાણું, કાળું નાણું ના કહેવાય હોં? એ તો ઉપરના પૈસા કાયમી મળે એટલે એ ધોળું નાણું કહેવાય. એટલે કાળું નાણું નથી કહેતો. એ ધોળા નાણાંમાં દર વરસે હજારો રૂપિયા કમાતા હશે. અહીંયાં પૂજનમાં બેઠા ને પછી બે ત્રણ દિવસમાં એમના હૃદયમાં કંઈક એમ થયું કે હું અહીં લીંચ જાઉં, ને આ જગ્યામાં રહું ને આવું પાપ કરું છું, એ સારું નથી કરતો. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત દિવસ થતાં તો તે મારી પાસે આવ્યા.

મને કહે તમે નિમિત્ત બનો. મેં કહ્યું અરે! તમે ક્યાં આવી વાત લઈને આવ્યા. તમારો પગાર તો સારો હોય છે, પણ આ જમાનામાં પૂરું કરવું બહુ કઠણ છે અને આવી વધારાની આવક તો છોડવાની બહુ કાઠી છે હોં! એક પાઈ પણ આપણા હાથથી છૂટતી નથી. મને કે' કે ગમે તે થાય. મેં કહ્યું હજુ થોડા થોભો. ઘરમાં બધાને પૂછો. તો કહે અરે, બધા તૈયાર છે. ઘરનાં બધા તૈયાર છે ત્યારે મેં કીધું, હજી એક દિવસ જવા દો. એ તો ગયા. પણ એમને ચેન ના પડે. એક દિવસ વચ્ચે ગયા ને આવી ગયા. પ્રતિજ્ઞા કરી દીધી.

આજે તો આ પ્રસંગ એટલા માટે કહું છું કે તમે આવો શુભ વિચાર આવા ઉત્સવમાંથી લઈને જાવ અને પછી તમારું જીવન જુઓ તો તમારું જીવન, તમારું અંતર બાહ્ય આનંદમાં હશે. કદાચ સંપત્તિ નહિ હોય તો પણ શાંતિ હશે. અરે ! આવા દેવપુરુષો જંગલમાં પડ્યા છે, એકલા છે- એની અંદરની સંપત્તિ તો જુઓ. કેટલી બધી શીતળ-શાંત છે. તમારી પાસે રૂપિયાનો ભંડાર હોય તો પણ કેટલી ચિંતા હોય છે? ઊંઘેય નથી આવતી અને પેલો ફકીર કેવો મસ્ત છે એની મસ્તીમાં! આ પ્રસંગ મેં એટલા માટે કહ્યો કે આજે તો એ ભાઈને ઘણા રૂપિયા છોડવાનો પ્રસંગ આવ્યો છે પણ હજુ એમનું મન આઘું પાછું થતું નથી. હું માનું છું કે હવે તો થવાનો સવાલ પણ નહિ હોય.

આપણી જયંતી-આપણો ઉત્સવ જ્યારે આવે ત્યારે આપણા હૃદયમાં સોંસરો ઉતરી જાય કે હું જીવનના કયા માર્ગે છું? ભગવાનની પાસે જવાના માર્ગમાં છું? આવો દિવ્ય પુરુષ જેની આંખના એક પલકારમાં આખું બ્રહ્માંડ જેના કાબુમાં આવી જાય તેવી એની શક્તિ હોય છે. આચરણવિહીન તમારો શુષ્ક ઉપદેશ કાંઈ નહિ કરી શકે.

વજ્રેશ્વરીમાં મુક્તાનંદ બાબાનો આશ્રમ છે. એક અમેરિકન ભાઈ ભારતમાં અધ્યાત્મની ખોજમાં આવેલા અને એ આશ્રમોમાં ફરતા, જોતા અહીં આવેલા. આ અરસામાં કોઈ કામ કરીને એ બેઠો છે. દાફી જહોન એનું નામ છે. આ પ્રસંગ એટલા માટે કહું છું કે એક મહાપુરુષની આંખમાં શું છે? એક જ ચમકારો બસ! આમ, બગીચામાં બાપજી ને મુક્તાનંદ બાબા સાથે નિકળ્યા છે. પેલો અમેરિકન ભાઈ બગીચામાં બાંકડા પર બેઠો છે. કેવો મહાન વિદ્વાન! ઘણો સુખી માણસ. એ લોકો અધ્યાત્મની શોધમાં અહીં આવે છે અને આપણા તો ધર્મના બધા જ પાયા ખખડી ગયા છે. અધ્યાત્મની વાત

તો ક્યાંય દૂર છે. બાપજી આમ નીકળ્યા ને બાપજીને લાગ્યું કે આ કોઈ વ્હાઈટ સ્કિન (ગોરી ચામડી)વાળો માણસ બેઠો છે. તો આમ સહેજ નજર કરી એટલે બાપજીને આમ નજર કરવી (ચાલતાં ચાલતાં) અને એણે બાપજી સામે જોયું બસ! આમાં એક જ ક્ષણ લાગી છે. એણે એમ અનુભવ લખ્યો છે કે હું આશ્રમમાં રહ્યો'તો ત્યાં કોઈ હતું કે નહિ તેની મને ખબર નથી પણ એક જ દિવ્ય પુરુષ ભારતમાં જોયો અને એની આંખ મારા પર પડી ને એક નજરમાં મને જે મળ્યું છે તે મને બીજે ક્યાંયથી પણ મળ્યું નથી.

અત્યારે તો અમેરિકામાં ગુરુ થઈને બેઠો છે. મોટું મિશન ચલાવે છે, મોટું માસિક કાઢે છે અને દત્ત પરંપરા ઉપર એટલે કે દત્ત ભગવાનનાં અહિંના સ્થાનોની માહિતિ મેળવવા માટે પરદેશથી અહીંયાં માણસો મોકલે છે. લાખો કરોડો રૂપિયા વાપરે છે. કહેવાનું કે આ પ્રસંગો-આવા જયંતી પ્રસંગો આપણે આવા હેતુથી ઉજવીએ છીએ, ફક્ત જલસો કરીને વિખરાવવા માટે નહિ.

આમાંથી આપણા હૃદયમાં જેટલું સમજાય અને સમાય તેટલું પણ આચરણમાં ઉતારો. આ કરવું-આચરવું- ખૂબ અઘરું છે, ઊંચી વાતો છે તેવું ન માનશો. પર્વત પર ચઢવું હોય ને ઊંચે નજર કરીએ કે અરેરે! આટલે ઊંચે ૩૦૦૦ ફૂટ કેવી રીતે પહોંચાશે? તો ન ચઢી શકીએ. પણ એકેક પગલું પણ હિંમત રાખી ચાલવા માંડો. જેટલે પહોંચશો એટલો તો પંથ ઓછો થશે જ. તમે પગલું માંડો. પછીથી આગળ લઈ જવાની જવાબદારી એ વિશ્વંભરની છે. તમે એક પગલું ચાલો. તમને ઉઠાવવા માટે એ તૈયાર છે. કણના મણ કરનાર બેઠો છે પણ આપણી સાચી દોટ પૂર્વમાં નથી. આપણી સાચી દોટ છે પશ્ચિમમાં ને કહેવરાવીએ છીએ પૂર્વ તરફ દોટ, એટલે ક્યાંથી શિખરે પહોંચાય?

શું આ જયંતી મારી ઉજવાય છે? તેવું હું કેવી રીતે કહું? શું બચુભાઈની જયંતી ઉજવવા બધા અહીંયાં ભેગા થયા છે? નારેશ્વરથી વગર કાગળે-હજુ કાગળ પણ મળ્યો નથી ને દોડી આવ્યા છે-મને તો કલ્પના નહિ કે આ લોકો આવશે. આ મારી જયંતી નથી પણ હું જેનો છું ને તેની આ જયંતી છે અને એટલા માટે હું કહું છું કે આ જયંતી એટલે આવો ઉત્સવ. જ્યારે જ્યારે અહીંયાં આવો અથવા ક્યાંય પણ કરો ત્યારે ત્યારે મનના તમારા રોજના જીવનમાં કંઈક નિયમન, અંકુશ મૂકો ને નવું કંઈક મેળવો તો એક કાળ

એવો આવશે કે તમને સત્ય સમજાશે ને સાચું સુખ મળશે. બાકી તો આ બધામાં મને કંઇ રસ નથી. આ બધાંને એવો રસ છે કે હું કાંઇ બોલું ને હું આમ કરું ને હું તેમ કરું.

મારા બાપજી એ તો દિવ્ય મેગ્નેટ છે. જો એની પાસે માણસ સાચે જ જાયને તો એને કાંઇ કરવાનું નહિ-એ જ બધું કર્યા કરે- તમારે કશું નહિ કરવાનું. એક મહિનાનું બચ્ચું હોય તો એ કાંઇ કરે છે ખરું? નાનું બચ્ચું જન્મેને-ઉદરમાંથી બહાર પડે તેને કાંઇ કરવાનું ખરું? એને કાંઇ નહિ કરવાનું. એક મહિનાનું બચ્ચું હોય તો એ કાંઇ કરે છે ખરું? એને કાંઇ નહિ કરવાનું. ભૂખ લાગેને એટલે રોવાનું-એટલું કામ કરવાનું. પણ 'મા' એવી હોંશિયાર હોયને તો એને રડવા જ ન દે- સમયસર પીરસે- તો મારી 'મા' તો એવી છે કે મારે રડવાનો વારો જ ન આવે. એને ખબર પડી જાય કે હવે બાળકને ભૂખ લાગી છે એટલે તરત જ વ્યવસ્થા કરી નાંખે.

મારો કહેવાનો આશય એ છે કે આવા દિવ્ય પુરુષોની જે કોઇ જયંતીઓ કે જે કોઇ ઉત્સવો ઉજવાતા હોય એમાંથી આપણે શું મેળવવાનું? એમનો જેમ જન્મ થયો, માનીએ છીએ તો ઘડીભર માની લો, તો પણ એવો જ શુભ વિચારોનો જન્મ આપણા હૃદયમાં થાય, જાગે ને આપણે પણ એક દિવસ (એની બરોબરી તો ના કહું) પણ એની પાછળ ચાલીએ એવા તો થવું જ જોઇએ. આપણી જયંતીનો ખરો હેતુ આ છે. મારો ગુરુમહારાજ બધાયનું શ્રેય કરે એવી એમને પ્રાર્થના કરીને વિરમું છું.

ૐ

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

ગુરુવાર, ભા.સુદ ૧, ૨૦૩૮ — અવધૂતકુટિર,
તા. ૧૯-૮-૧૯૮૨ — લીંચ
**પરમી પ્રેમજયંતી**

# (૯)
# સંવાદિતાભર્યું જીવન

ગુરુર્મે સર્વસ્વં ગુરુમિહ ભજે તેન ગુરુણા
સદા સખ્યં મે સ્યાત્ પરમપિ નમો મેઽસ્તુ ગુરવે ।
ગુરોસ્તત્ત્વં નાન્યદ્ ભવભયહરં નામ ચ ગુરો-
ર્ગુરૌ ચિત્તં મે દ્રાગ્ વિશતુ હ્યભયં મે કુરુ ગુરો ॥

ગુરુમહારાજના સ્થૂલ સ્વરૂપનાં જેને દર્શન નથી થયાં, છતાં તેના સાચાં દર્શન કરવા ઉત્સુક એવા તમને બધાને જોઈને મને અનેક ઘણો આનંદ થાય છે. તમને શું કહેવું?

અમે બધા બાપજી પાસે સ્થૂલથી રહ્યા અને સ્થૂલ દર્શન કર્યાં પણ બાપજીનાં સાચાં દર્શન તો બધાએ હવે જ કરવાના છે, માટે મનમાં એવું ઓછું ન લાવશો કે અમને બાપજીનાં સ્થૂલ દેહનાં દર્શન નથી થયાં. અમારા કરતાં તો તમારામાં ભાવ, શ્રદ્ધા વધારે છે.

આજનો દિવસ તમે ભલે આ શરીરની જન્મજયંતીનો માનો, પણ ખરેખર તેવું નથી. આજે અમાસ ઉપર એકમ ને વહેલી સવારે થોડીક મિનિટ બીજ પણ ભોગવે છે. આવો ત્રિવેણી સંગમનો દિવસ છે. પોરબંદરના વાવાઝોડાને કારણે ઘણું નુકસાન થયું તેથી ગુરુપૂર્ણિમાએ એવું કહ્યું હતું કે આ વર્ષે જયંતી નહિ ઉજવવી અને પોતાના ઘરેથી લીંચ સુધીનું જે ભાડું થાય તે પોરબંદર રાહતમાં મોકલી દેવું. આ પૂજન સુરેશભાઈ પાઠકને ત્યાં બાપજી ગોપાલપુરા પધારેલા તે નિમિત્તેનું પૂજન છે. ગેરસમજથી જયંતીનું પૂજન ના સમજતા. સાહસવીર નવનીતભાઈ આજે તો કદાચ હિમાલયમાં કૈલાસ પર પહોંચી ગયા હશે. જેના ચરણમાં બેસવા માત્રથી તમે બધા મારા આ શરીર પર ભાવનું પૂર વહાવી રહ્યા છો, એ બાપજીને મારામાંથી કાઢી લઈએ તો પછી હું કેવો લાગું?

આ દેવભાઇના ઘરે બપોરે દાઢી, જટા ને આવા બાઘા જેવો કપડાં પહેરી ભિક્ષા લેવા જાઉં તો તરત જ મને કહે કે એ મહારાજ! બીજા ઘરે જાઓ. ઊભો પણ ન રહેવા દે. પરંતુ "શ્વાન શ્રીમંતનું, માન પામે ઘણું" તેવું થયું છે.

બોલવાની ઇચ્છા નથી છતાં તમને બધાંને બોલાવવાની ઇચ્છા છે એટલે બાપજી કંઇક બોલાવે તો બોલું. બાપજી તો સમગ્રતામાં મહાલતા, સમગ્રતામય, સમગ્રતાનું મૂર્ત સ્વરૂપ હતા અને છે એટલે તેમના પ્રવચનમાં આપણે હમણાં જ સાંભળ્યું કે એક સંકલ્પ એવો ન ઊઠવા દો કે એક શ્વાસ પણ એવો ન લેવો કે જેથી તેની વિશ્વ સંવાદિતામાં ક્ષોભ ઉત્પન્ન થાય. આપણો એક સંકલ્પ કે એક શ્વાસ પણ તેની સમગ્રતામય વિશ્વસંવાદિતામાં કંઇક હલન ચલન કરે છે એટલે એના સ્વરૂપ એવા આ વિશ્વમંદિરની સંવાદિતા જાળવવી જોઇએ. એ આપણી ફરજ છે, પણ આપણે તો રોજ રોજ તેને ગંદી ગટર બનાવી રહ્યાં છીએ. તેને સ્વચ્છ અને પવિત્ર રાખવી જોઇએ તેના બદલે ગંદી કરીએ છીએ. સ્વચ્છ અને સારું ન કરી શકો તો કંઇ નહિ પરંતુ છે તેવું રહેવા દો તો પણ ઘણું છે. આપણે તો હર ક્ષણે બગાડતા જઇએ છીએ. કોઇનું ભલું ન કરીએ તો કંઇ નહિ પણ બુરું ન કરીએ તો પણ ઘણું છે. વિશ્વમાં નાંખેલો કાંકરો એક દિવસ તમારા જ પગમાં ખૂંચશે કારણ કે સમગ્રતાનો એ નિયમ છે કે જે વસ્તુ જ્યાંથી ઉત્પન્ન થાય છે ત્યાં જ સમાય છે, ત્યાંજ તેનું વિસર્જન છે. એટલે બાપજી આપણને શ્વાસ તથા સંકલ્પને પણ પવિત્ર રાખવાનું, સંવાદિતામય રાખવાનું કહે છે. તમારા જ ખરાબ સંકલ્પો ને કર્મો તમને જ દુઃખદાયી થશે. બીજાને તો થશે ત્યારે થશે પણ પહેલાં તો તમને જ થશે.

હવે સમગ્રતા વિષે આપણે થોડુંક વિચારીએ. માનો કે બે હજાર ચોરસ ફૂટ સમચોરસ ને પાંચસો ફૂટ ઊંચો મોટો હોલ છે. વચ્ચે ક્યાંય દિવાલ કે કશું જ નથી. હવે આ હોલમાં ખૂબ જ ધૂપ કરીને ધૂણીથી ભરી દીધો હોય ને ઉપરથી દોરી બાંધી નાની નાની રૂની ઢીંગલીઓ હોલમાં લટકાવીને હોલ ભરી દીધો હોય તો જે ધૂણી છે તે પેલી રૂની ઢીંગલીઓની આજુબાજુ, અંદર-બહાર, આરપાર બધે ભરાઇ જશે. ઢીંગલીઓ ધૂણીમય થઇ જશે. આખા હોલમાં એ ધૂણી તો સ્થિર ભરેલી છે જ. તમે હોલના એક

ખૂણામાં ઊભા છો. હવે તમે હાથ હલાવશો એટલે ધૂણી તેટલી જગ્યા કરશે ને તેના સામેથી કંઇક વિક્ષેપ થઇને ખાલી જગ્યાએ ધૂણી ભરાઇ જશે. તમે ફૂંક મારશો તો પણ તેવું જ થશે. ફૂંક અહીં મારો ને સામે છેડે તેની અસર થશે ને તે થયેલી અસર જ્યાંથી ફૂંક મારી છે ત્યાં જ આવીને સમાઇ જશે એટલે આપણે જે કંઇ વિચાર-સંકલ્પ-શ્વાસ-કે કર્મ જે કંઇ પણ કરીએ છે તેની અસર આવી રીતે પ્રતિબિંબિત થઇને આપણામાં જ સમાઇ જશે. એટલે આપણું કોઇ પણ કર્મ તેના વિશ્વમંદિરમાં ક્ષોભ કરે છે, ને તેનાથી થતી અસરો છેવટે આપણે જ ભોગવવી પડે છે. એટલે કહેવત છે કે "કરશો તેવું પામશો." આ તો દર્પણ જેવું છે. તમે જેવા હાથ મોં દર્પણ સામે કરશો તેવું જ સામે દેખાશે. અત્યારે આપણે જ્યાં છીએ, જેવા છીએ તે આપણાં કર્મનું ફળ છે. માટે એવું કર્મ ન કરો, એવો સંકલ્પ ન કરો, એવો શ્વાસ ન લ્યો કે જે તમને જ દુઃખરૂપ થાય. બાપજી આવા સમગ્રતામય હતા અને છે.

આપણને સંકેત દ્વારા આવું જીવન જીવવા મંત્ર આપ્યો-"પરસ્પરદેવો ભવ।" એકબીજાને દેવમય જુઓ અને પરસ્પર દેવ જેવું વર્તન કરો. કંઇ પણ કરતાં પહેલાં બાપજીને સામે રાખો અને પૂછો કે આ કર્મ બાપજીને ગમશે? બાપજીને ગમે તો કરો અને ન ગમે તો ના કરો. આવી રીતે જીવવાથી જીવન આપોઆપ દેવત્વમય થતું જશે. ઘરે પૂજાના રૂમમાં બાપજીને મૂકીને આ મારા ગુરુ છે એમ કહેતા ફરીએ અને મન ફાવે તેમ વર્તન કરતાં ફરીએ તો એક દિવસ જયારે ભોગવવાનું આવશે ત્યારે પાછા બાપજીને જ કહીશું કે આ દુઃખ ક્યાંથી આવ્યું? બાપજી કહેશે કે કર્યું ત્યારે મને પૂછયું'તું? હવે ભોગવ. ભોગવવું તો પડશે જ. એવું જ છે આ સમગ્રતાનું. પેલા 'હોલ'માં જેમ ધૂણી ભરેલી હતી તેમ આ આખું વિશ્વ અથવા સમગ્ર બ્રહ્માંડોનો ગોળો હોય છે જ અને તેના અંતર્ગત સર્જનમાત્ર આપણે બધાં આવા પરમ જ્યોતિર્મય સ્વરૂપ, પરમ તત્ત્વમય છીએ. આપણી અંદર-બહાર એ સમગ્રતા તેજ સ્વરૂપે ભરેલી છે. એ સમગ્રતાને સંવાદિતામય રાખીને જીવવું તે આપણી દરેકની એકમાત્ર ફરજ છે. તેમ કરવામાં જેટલું જવા દેશો તેટલું આગળ આવશે ને ભોગવતા દુઃખ થશે. બાપજી આવું જ જીવન જીવી ગયા ને આદર્શ મૂકતા ગયા છે.

બાપજીની બાળકશી નિર્દોષતા અને સમગ્રતામય જીવનની સર્વને ખબર છે તેવો એક પ્રસંગ યાદ આવ્યો તે કહું છું. નડિયાદ કુંભનાથ મહાદેવમાં બાપજીનો મુકામ હતો. જે દિવસે પધાર્યા તે જ દિવસે પાંચ-સાત નંગડ-ધંગડ સાધુઓ આવ્યા, ગાંજો વગેરે પીએ તેવા. હવે તે પ્રસંગ પૂ. બાપજીની જ વાણીમાં જોઈએઃ-

"મારે એક વખત નડિયાદ જવાનું થયું. ત્યાં નાના કુંભનાથના સ્મશાનમાં મારો મુકામ. મારે એક મહિનો રહેવાનું હતું. હું ત્યાં આગળ ગયો અને બીજે જ દિવસે પાંચ-સાત સાધુઓ -જેને આપણે નંગડ સાધુઓ કહીએ-ગંજેરી ભંગેરી તેવા આવીને ત્યાં બસો કદમ દૂર એક ચોતરો હતો, તે ચોતરા પર પડ્યા. તે આખો દિવસ ગાંજો પીએ એ તો જાણે ઠીક પરંતુ ગામના ચાર જુવાનિયાઓ ભેગા થયા અને આખો દહાડો બિભત્સ બોલે, કાનથી ન સંભળાય તેવું. મને એક ક્ષણિક વિચાર મનની અંદર આવ્યો કે અરે! અવધૂત! મહિનો રહેવાનું છે અને અહીંયા આ નાલાયક લોકો પડ્યા, કેમ રહેવાશે? પણ એ વિચાર આવ્યો કે અરે! પણ તું એમને નાલાયક કેમ કહે છે? એ સાધુઓ આ ચાર જુવાનિયાઓને સંતોષ આપે છે એ ચાર જુવાનિયાઓ જો તારી પાસે આવશે તો તું સંતોષ આપી શકીશ? તો જવાબ ના જ આવે. તો એ ચાર જુવાનિયાઓની દૃષ્ટિએ તું નાલાયક ખરો કે નહિ? તો ખરો જ. તો એક નાલાયકને બીજાને નાલાયક કહેવાનો શો અધિકાર છે? તમને કહેતાંય થોડીવાર લાગી એના કરતાં જલદીથી આ સામો વિચાર આવ્યો અને વિચાર નીકળી ગયો અને હું ઘસઘસાટ ઊંઘી ગયો. બીજે દિવસે એવું થયું કે એ લોકોને અંદર અંદર કંઈ ઝઘડો થયો તે ચાલ્યા ગયા. આખી રાત શાંતિ રહી. મેં પેલા પૂજારીને પૂછયું કે "મહંતજી! ક્યા હુઆ? યે મહાત્મા લોગ કહાં ચલે ગયે? આજ તો શાંતિ થી?" વે બોલેઃ "બાપજી! આપસ આપસમેં ઝઘડા હુઆ ઔર સ્ટેશનકી ઓર ચલે ગયે. ક્યા માલૂમ?" અને આખા મહિનામાં એ કે બીજા કોઈ સાધુ ત્યાં આવ્યા નહિ. તેમ તમે જો બીજાની પ્રત્યે બૂરો વિચાર ન લાવો કે આવતાની સાથે મારી માફક વિચાર કરીને ક્ષણાર્ધમાં જો દૂર કરો, તો પછી બધે આનંદે આનંદ જ છે."

આ પૂજ્યશ્રીની વાણી છે. તમે આ પ્રસંગને કેવો મૂલવો છે? આ પ્રસંગે તો બાપજીએ જ્ઞાનના બધાં જ દ્વાર ખુલ્લા કર્યા છે અને પારદર્શક બાળકશી નિર્દોષતા ને

સરળતા પ્રગટ કર્યાં છે અને તે દ્વારા બતાવ્યું કે તમારે કેવા બનવું જોઇએ, જીવવું જોઇએ. બીજી કોઇ વ્યક્તિ પોતાના વિશે બોલે ત્યારે પોતાની સારી વાતો જ કરે કારણ કે જો પોતાની ખરાબ કે વાસ્તવિક વાતો કહે તો લોકપ્રિયતા ઘટી જાય તેનો ભય હોય છે. અહીં તોઃ-

અભિમાનં સુરાપાનં ગૌરવં રૌરવં મહત્ ।
પ્રતિષ્ઠા સૂકરી વિષ્ઠા તસ્માત્ હ્યેતત્ ત્રયં ત્યજેત્ ॥

અભિમાન, ગૌરવ અને પ્રતિષ્ઠા ત્રણેને તુચ્છ સમજનાર દેવ બોલે છે. જેવું છે તેવું જ બોલે છે. તેને એવું નથી કે જગત મને બ્રહ્મનિષ્ઠ 'અવતારી' દેવપુરુષ ગણે છે અને મને આવેલો ખરાબ વિચાર હું લોકો આગળ રજુ કરું છું. તો ઘણો વર્ગ એવું સમજશે કે નિઃસંકલ્પને વળી સંકલ્પ શું? અને તે પણ ખરાબ? પોતાને બ્રહ્મનિષ્ઠ માનનારાઓ આગળ પોતાની પ્રતિષ્ઠાને હાની પહોંચશે, તેમનો ભાવ ઓછો થશે એવો વિચાર કર્યો નથી પરંતુ આ તો જેવું જીવ્યો તેવું જ બોલ્યો છે. વિચાર, વાણી અને વર્તનમાં એકતા આચરનારા આ દેવપુરુષ છે. તેણે તો હતું તેવું સ્પષ્ટ જણાવી દીધું અને તે જ તેનું ખૂબ જ અતિપારદર્શક-સ્ફટિક જેવું નિર્મળ હૃદયનું મહત્ત્વનું પાસુ છે. તે સિવાય બીજી પણ એક અગત્યની સમજ છે અને તે એ કે સંવાદિતામય જીવતો, સંવાદિતામાં મહાલતો, સમગ્રતામય રહેતો સચ્ચિદાનંદ સ્વરૂપ દેવ કેવો હોય? તેના વાણી, વર્તન કે વિચાર દ્વારા વિશ્વમંદિરની સંવાદિતાને જરાપણ ક્ષોભ કે વિક્ષેપ ન થવા દે તેવો હોય છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ પોતાના જ એક અશુભ વિચાર માત્ર શુભ વિચારથી વિશ્વની સંવાદિતાને વિક્ષેપ થાય તે પહેલાં તેની સામે તુર્ત જ કરીને વિક્ષેપ ન થવા દીધો અને વિશ્વસંવાદિતા સાધી લીધી.

આ પ્રસંગ આપણા માટે જ રજૂ થયો છે. તમારા શ્વાસ કે સંકલ્પ પણ અશુભ ન હોય તેટલું સૂક્ષ્મ જીવન જીવો, બનાવો, પછી દુઃખ શોધ્યું નહિ જડે. કદાચ શ્વાસ કે સંકલ્પ અશુભ આવે તો તુર્ત જ શુભ વિચારથી સંવાદિતાને અખંડ જાળવો. પ્રત્યેક પળે તમારા વિચાર, વાણી, વર્તન પર ચોકી મૂકી દો, પછી જુઓ મજા. તમારું જીવન તમારા ખ્યાલ બહાર રોજ-બ-રોજ સંવાદિતામય બનતું જશે. બાપજીએ પોતાની

સ્વરૂપ નિષ્ઠા ને દેવત્વમાં સ્થિર રહીને માનવ સહજ ધર્મોને આચરી બતાવ્યા છે. બાપજી પાસેથી જીવનમાં આવું ઘણું શિખવાનું હતું અને છે. સમગ્રતાને સમજીએ તે જ સાર છે. સમગ્રતાને જીવીએ તે જ જીવન છે. સમગ્રતામાં જ જીવન છે, સમગ્રતા જ જીવન છે. તે જ સચ્ચિદાનંદ અવસ્થા છે જે આપણું મૂળ સ્વરૂપ છે. આખરે તો આપણે જ સમગ્રતા છીએને!

આજના પ્રસંગે વધુ તો શું કહું? પણ આપણે આવા દેવપુરુષના છીએ તેમ મનાવીએ છીએ તો જીવન કેવું જીવવું તે વિચારજો અને આવા ઉજવાતા ઉત્સવોથી આવું ઘણું શિખવાનું ને આચરવાનું છે તે શિખજો અને આચરવામાં ઉતારજો બસ! વધુ શું બોલું? બાપજી સૌનું શ્રેય કરો.

**ૐ**

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

બુધવાર, ભા.સુ. ૧, ૨૦૩૯ ગાંધીનગર
તા. ૭-૯-૧૯૮૩
**૫૩મી પ્રેમજયંતી**

# (૧૦)
# અવધૂત નહિ, અવધૂતના થઈએ

અહીં મને આશીર્વાદ આપવાનું કહેવામાં આવ્યું. હું તમોને મારું અંતર સંવેદન શું છે એ જો ના દર્શાવું તો એ સારું નથી કરતો અને એ હેતુથી જ સંવેદન જણાવું છે.

મને તો તમે બધાએ જાણે આજે જ મારો જન્મ થયો હોય અને એક દિવસનું, હમણાં જન્મેલું બચ્ચું હોય અને એ બચ્ચાનાં હૃદયમાં જે ભાવ હોય અથવા તો એની જે સ્થિતિ હોય તેમ એ બચ્ચાને વહાલમાં આવીને, માતાપિતા, સગા સંબંધીઓ, સ્નેહીઓ, એને એક સારી જગ્યા પર બેસાડી દે અને એ બચ્ચું ઊંચું બેસે એમાં માતાપિતા અને સગા વહાલા આનંદથી રાજી થાય તેવી જ રીતે આજે મને અહીં આ સર્વેએ મળીને બેસાડ્યો એટલે હું આપ સર્વથી કાંઇ વિશિષ્ટ છું એવો ભાવ સ્વપ્નેય વિચારું નહિ. એટલું જ નહીં, મારા ગુરુમહારાજનું હું સદાને માટે (નામ તો બચુ છે જ) બચ્ચું અને બાળક રહું અને તે પણ હમણાં જ જન્મેલું હોય તેવું.

તમો બધા અહીંયાં રાજી થાવ છો અને મને હાલ જન્મ આપીને બોલવાનું કહો છો અને આશીર્વાદ માંગો છો તો તે શક્ય છે ખરું? હું એ ભાવથી તમારી આગળ, તમારા સર્વેના અંતરની પ્રેરણાથી, નાનું બચ્ચું જેમ કાંઇ કાલુંઘેલું બોલે અને સૌ રાજી થાય, પ્રસન્ન થાય એ રીતે બોલું છું. પોતાની જ આપેલી વસ્તુને પોતે પાછી માગીને લે અને મા-બાપ જેમ રાજી થાય તેમ મારો ગુરુમહારાજ તમારા સર્વની પ્રેરણા વડે મને બોલવાનું શીખવાડે એવું એને હું પ્રાર્થું છું.

મને તો એક અજુગતી વાત લાગી છે કે મારી પાસે આશીર્વાદ શા માટે માંગવાના હોય? આજે તો આપ સર્વેએ સાથે મળીને, મને નાના બચ્ચાને આશીર્વાદ આપવાના હોય, તો આપ સૌ વડીલો આપની ફરજ કેમ ભૂલી ગયા? હું તો આશીર્વાદ આપવા માટે નહીં, પરંતુ આશીર્વાદ લેવા માટે અહીં આવ્યો છું અને હું માગું તેવા આશીર્વાદ તમો બધા મને આપશો? જો આપ સર્વના હૃદયમાં મારા ઉપર પ્રેમ હોય તો આજે મને એક એવો આશીર્વાદ આપો કે મારા ગુરુમહારાજનો હું સાચો બાળક બનું અને એ કેવો બાળક બનું?

જાણે હાલ જન્મ્યું હોય તેવો બાળક. બસ તરતના જ જન્મેલા બાળકને કોઈ ચિંતા હોતી નથી. માટે તમારામાં જો આશીર્વાદ આપવાનો પ્રેમ ઉભરાયો હોય તો મને એવો આશીર્વાદ આપશો કે મારી ગુરુ 'મા'નો હું સાચો બાળક બનું. મને તમારા પ્રેમ અવધૂતમાં કાંઈ રસ નથી. આ નામ બહાર કેવી રીતે આવ્યું એની મને ખબર પણ નથી. હવે એમ બૂમ મારું કે તમે બધા એવું ના કહેશો તો એ નહીં માનો. મને અવધૂત શબ્દ એટલો મોટો વિશાળ, વિશદ લાગે છે કે એની એક ચરણરજ થવા પામું, એના માથાના એક વાળની અણી જેટલો હું બનું તો પણ મારે મન ઘણું છે. નામ પાડવાથી અવધૂત ન થવાય. અવધૂત તો કક્ષા છે. આવી ઘેલછા ના કરશો. ગુરુમહારાજનો સાચો બાળક બનું એટલું જ નહિ પણ કેવો સાચો બાળક બનું? મારા ગુરુમહારાજને ગમે તેવો. ગુરુમહારાજ મારા પર પ્રસન્ન થાય તેવો. હું મનથી, વાણીથી, વિચારથી, મારા એક એક વર્તનથી, એક એક કર્મથી, મારા એક એક શ્વાસથી, મારા એક એક સંકલ્પથી, મારા ગુરુમહારાજનો બનું. મારો ગુરુમહારાજ મારા વર્તનથી પ્રસન્ન થાય. મારો ગુરુમહારાજ તો કેટલો વિરાટ વ્યાપક છે! હું એને વામન દૃષ્ટિથી ક્યાં માપવા બેસું? મારે જો બાપજી વિશે કહેવાનું હોય તો એમ કહું કે મારા ગુરુમહારાજનું એક એક હલન ચલન, એના સ્થૂળ દેહનું અસ્તિત્વ જ એ માત્ર બ્રહ્માંડને ભેદીને સમગ્રતાની સાથે સદાયે એકરૂપ છે.

બધા કહે છે કે બાપજી અહીં પધાર્યા, પરંતુ હું તો એમ કહું છું કે, જેને આપણે વ્યાપેલ પરમતત્ત્વ કહીએ છીએ એ પરમતત્ત્વને આપણે બધાએ સંકલ્પ કરીને, બાપજીના સ્વરૂપે મૂર્ત કરીને અહિંયા લાવ્યા છીએ. એ આવ્યા નથી. એ આવે ખરો? અને તે આવ્યો છતાં નથી આવ્યો અને નથી આવ્યો છતાં આવ્યો છે. આપણે એને અહીં લઈ આવ્યા છીએ. આપણે એ નિર્ગુણ, નિરાકાર પરમતત્ત્વ બ્રહ્મને સગુણ, સાકાર બ્રહ્મ બનાવી દીધું એવો આપણો ગુરુમહારાજ છે. અને પછી અહિંયાં બધા મને કહે કે "પૂ. બાપજીનું સ્વરૂપ!!" અરે! મને માથા પર ઘા જેવું લાગે છે. અરે ક્યાં એના ખોળામાં રમતું તરતનું જન્મેલું બચ્ચું અને ક્યાં એ વિરાટ મારી મા! આવી ઘેલછા ના કરશો. નહીં તો જતે દિવસે આપણે બાપજીને ભૂલી જઈશું. એના ચરણની એક રજ બનો તો યે ઘણું. એના એક સાચા બાળક બનો તો યે ઘણું. એ બાપજી સમગ્રતાની સાથે કેટલા

ઓતપ્રોત હતા અને છે અને એનાં અચરણ, એક એક હલન ચલન, અરે! એ પાસું ફેરવે તો તે પણ સમગ્ર આનંદમય. એ આનંદનો સાગર હતો અને છે.

એવી સમગ્રતાનો અને કોઈ પણ વસ્તુમાંથી આનંદનો મેળવવાનો તેના સહજ સ્વભાવનો એક પ્રસંગ કહું. ૧૯૬૭ની સાલમાં પૂ. માજીની બિમારીના પ્રસંગે બાપજી શાંતિ-નિકુંજના એમના રૂમ અને એરકંડિશન રૂમની વચ્ચે ખાલી જગ્યામાં, રાત્રે ગરમીને કારણે સૂતા હતા. સવારે પાંચ વાગે બે પગ પથારીમાંથી નીચે રાખીને બેઠા થયા. માસ્તર અને હું સેવામાં હતા. તે સમયે એક ગધેડું ભૂંક્યું. આપણા જેવો બીજો કોઈ હોય તો એને ગધેડાનો અવાજ એટલો કર્કશ લાગે કે એક બે ગાળો પણ દઈ દે અને કહે કે અત્યારે સવારના પહોરમાં ગધેડું ક્યાં ભૂક્યું? પરંતુ અવધૂત શું કહેવા લાગ્યા? એ કહેવા લાગ્યા કે આ તમને હસવું આવે છે પરંતુ આજે તો ગર્દભ બેન્ડની સલામી સાથે અવધૂત ઊઠી રહ્યો છે. એની સમગ્રતા કેટલી બધી વિશાળ છે? એનું આનંદ સ્વરૂપ ક્યાં રેલાઈ રહ્યું છે? કર્કશ સ્વરમાં પણ સંવાદિતતાના સૂર સંભળાય છે. એક ભાઈએ કહ્યું કે તે તો અગવડમાં સગવડ માને છે. આમ એનું એક એક હલન-ચલન આવું આનંદમય અને આનંદદાયી હતું. વધુ નહિ બોલું. આજે તો તમારી સૌની પાસે માગુ છું કે મારા બાપજીની સમગ્રતામાં એકતાર થઈ જાઉં એવો તમે બધા મને આશીર્વાદ આપો!

એની સમગ્રતા એટલે શું? બાપજીએ અમર આદેશમાં કહ્યું છે તેમ આપણે એવું એક પણ કર્મ ન કરવું જોઈએ કે, એના વિશ્વ મંદિરમાં જરાયે ક્ષોભ થાય કે વિક્ષેપ પડે.

એક વખત બાપજી દવા લેતા હતા. આમ તો દવા ન લેતા પણ પીપર કે ગંઠોડા જેવું કાષ્ટ ઔષધ ક્યારેક લેતા. ઔષધ લીધું, મધ નાંખ્યું અને પછી આંગળી વડે લેવા માંડ્યા. હું તો જોઈ જ રહ્યો. પછી તમે જીભથી ચાટીને સાફ કરી હોય તોયે ના થાય એવી એ વાટકી સાફ કરી. ખરેખર હું મારા હૃદયથી આ વાત કહું છું. મને થયું કે બાપજી તો કેટલા બધા કંજૂસ છે કે જરા જરા દવા આમ લે છે, અંગૂઠા વડે લે છે.

આ બહુ નાની વાત છે છતાં તે એટલી મોટી પણ છે. બાપજી મારા અંતરના વિચારને સમજી ગયા. તેનાથી શું છૂપું હોય? બ્રહ્માંડના ભેદને જાણીને એ મૌનમાં

રાચતો હતો. તેઓ મને કહેવા લાગ્યા કે જો તું વિચારમા પડ્યો પણ આ દવા થોડી પણ વાડકીમાં રહી જાય તો પહેલું તો તેના થોડાક કણ મારા શરીરમાં ઓછા જાય એટલે ગુણ ઓછો થાય. બીજું દવા લાવનાર જે પૈસા ખરચીને લાવ્યો હોય તેના પૈસાનો હું બગાડ કરી રહ્યો છું એટલે એના વિશ્વમાં સંપત્તિ વેડફીને થોડોક વિક્ષોભ ઊભો કર્યો ગણાય. ત્રીજું કે મધ સાથેની દવા બહાર ફેંકી દઈએ તો ત્યાં કીડીઓ થાય અને તે કોઈના પગ નીચે આવીને મરી જાય. એટલે અહિંસાની વાત થઈ. આજે જ ભગવાન મહાવીર સ્વામીનો જન્મદિન, જૈનોમાં ગામે ગામ ઉજવાય છે અને આપણે જૈનભાઈને ત્યાં જ બેઠા છીએ. એટલે પૂ. બાપજીની અહિંસા કેટલી બધી સૂક્ષ્મ છે તેની કલ્પના પણ નહિ આવે. વિશ્વની સાથે એનો એકતાર છે. એના વિશ્વમાં ક્યાંયે જરાયે બગાડ ના થાય. ક્યાંયે ક્ષોભ ના થાય. અરે! પૂ. બાપજીએ તો કેટલું બધું કહ્યું છે. એક સંકલ્પ ના થાય. અરે! એક શ્વાસ પણ એવો ના લેવાય કે જેથી જગતને ક્ષોભ થાય. બાપજી કહે છે કે એવો શ્વાસ પણ ના લો એટલે શું? ઊંઘી ગયા પછી શ્વાસ લેવો કે ના લેવો એ આપણા હાથમાં છે ખરું? પૂ. બાપજી કહે છે કે તમો એવા બનો કે તમો ઊંઘમાંયે (વિચાર વગરનું) વિચાર પહેલાનું જે સ્પંદન થાય છે તે સ્પંદન પણ વિક્ષેપવાળું ના થાય. અભાનપણાના શ્વાસમાં પણ સંવાદિતા હોય. તમારો શ્વાસ અજાણપણે પણ કોઈના અહિતમાં ના વપરાય. એના વિશ્વપ્રાણ સાથે તમારો પ્રાણ એકતાર થઈ જાય.

બાપજીનું એક એક હલન-ચલન, બાપજીનું બોલવું-ચાલવું, બેસવું-ઊઠવું, ઊંઘવું, પાસું ફેરવવું, આમ આંખ ખોલવી, માત્ર શાંત બેસી રહેવું વિ. સર્વે આવું સમગ્રતા સાથે એકતાર થઈ ગયું હતું. એવા બાપજીની પાસે રહીને આપણું જીવન અથવા બાપજીના કહેવરાવીને આપણું જીવન એની સાથે, એટલે પરમતત્ત્વ સ્વરૂપ ગુરુમહારાજની સાથે એવું એકાકાર થઈ જવુ જોઈએ કે જેથી ગુરુમહારાજના બની જઈએ.

માટે જો તમારે બધાએ મને આશીર્વાદ આપવો જ હોય તો આજના શુભ દિવસે એવો આશીર્વાદ આપો કે શ્રી અવધૂત અધ્યાત્મ કેન્દ્રનું ઉદ્‌ઘાટન મારા હાથે કરાવ્યું તે ઉદ્‌ઘાટન અને એ કેન્દ્રને લાયક હું બનું એટલે આ ઉદ્‌ઘાટન કર્યું તેને લાયક બની જાઉં અને મારા ગુરુમહારાજનો સાચો બાળક બની રહું. હું ગુરુ નહિ પણ ગુરુમહારાજનો સાચો

શિષ્ય બનું, અવધૂત નહિ પણ અવધૂતનો બનું અને બાપજી નહિ પણ બાપજીનો બનું. મારે અવધૂત નથી બનવું, મને અવધૂતનો બનાવો. પૂ. બાપજીની પાસેથી આનાથી આપણે બીજી શી આશા રાખી શકીએ?

એમના સાંનિધ્ય માત્રથી, હલન-ચલન માત્રથી, એમનું જીવન જ એવું ઉપદેશમય હતું અને છે કે તમારો જીવનવ્યવહાર અને પરમાર્થ બંને એક બનાવી બીજાને અધ્યાત્મને પંથે લઇ જઇને તમને તેમની સાથે એકતાર બનાવી દે. બધાને હું બે હાથ જોડીને વિનંતી કરીને તમારા બધાના હૃદયમાં બાપજી મને પ્રત્યક્ષ દેખાય છે એ ભાવથી પગે લાગીને માગણી મૂકું કે આજના શુભ દિવસે હું મારા ગુરુમહારાજનો બનું એવો આશીર્વાદ મને આપો.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

સોમવાર, ભા.સુ. ૧, ૨૦૪૦ — અવધૂત અધ્યાત્મ કેન્દ્ર,
તા. ૨૭-૮-૧૯૮૪ — અમદાવાદ
**પ૪મી પ્રેમજયંતી**

રંગ રંગથી રંગી દોરી ફિરકી બચુભાઈ હાથ,
પતંગ ઊડાડે કેવો ઊંચે નારેશ્વરનો નાથ.

## પ્રેમ અવધૂતજી (લીંચ)

નિર્મળ હૈયું નિર્મળ વાણી નયને પ્રેમતણી સરવાણી,
વિચાર ઊંચા જીવન સાદું એવું જીવે સાચો સાધુ.

# (૧૧)
# સદાચાર એજ સાચો ધર્મ

પહેલાં ગઇ કાલની ઘટના પર પોતપોતાની જગા ઉપર બધા બે મિનિટ મૌન પાળે.* અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત બોલું એટલે મૌન સમાપ્ત કરે. પરમ સદ્‌ગુરુ શ્રી વાસુદેવાનંદસરસ્વતી સ્વામીમહારાજ કી જય, સદ્‌ગુરુ શ્રી રંગ અવધૂત ગુરુમહારાજ કી જય.

ગુરુદેવ દત્ત, ગુરુદેવ દત્ત, ગુરુદેવ દત્ત.

ગુરુર્મે સર્વસ્વં ગુરુમિહ ભજે તેન ગુરુણા
સદા સખ્યં મે સ્યાત્ પરમપિ નમો મેઽસ્તુ ગુરવે ।
ગુરોસ્તત્ત્વં નાન્યદ્ ભવભયહરં નામ ચ ગુરો-
ર્ગુરૌ ચિત્તં મે દ્રાગ્ વિશતુ હ્યભયં મે કુરુ ગુરો ॥

આજના પ્રસંગે હું શું બોલું? મને બોલવાની વૃત્તિ જ નથી. આવનારને હું કંઇક બોલું તે સાંભળવાની ભાવના હોય પણ એ તો મારા મનની કપરી કસોટી છે. બોલીને શું કરવાનું? આપણે બધા સાંભળવા ટેવાયેલા છીએ. સાંભળ્યા પછી એનું મનન કરો, એને વિચારો ને તેને થોડુંક પણ આચરણમાં મૂકો તો તે શ્રવણ-એટલે કે એ સાંભળેલું સફળ થાય. મારા જેવો મૂર્ખ ગમે તેમ બોલે, તમે સાંભળીને થોડીકવાર રાજી થાઓ-તમારી શ્રવણ ભૂખ સંતોષાય, એનાથી થોડોક તમારા મગજમાં સ્મૃતિનો ભાર-જ્ઞાનનો ભાર વધશે. તે ઉપરાંત તમારા મનમાં એક સ્મૃતિનો સંગ્રહ વધશે, પણ શ્રવણનો જે અર્થ જોઇએ તે નહીં સરે, એટલા માટે બાપજી મૌન રહેતા. પણ એમનું મૌન કેવું હતું? અનેક બ્રહ્માંડોનો ભેદ જાણાતો હોવા છતાં તે મૌન હતો. એનું મૌન આરપાર ભેદીને અંતરના તાર ઝણઝણાવે એવું સ્ફોટક હતું. જેમ જંગલમાં કોઇ માણસ રડતો હોય, એનું જંગલમાં રડવું કોણ સાંભળે? આજે હું જે કાંઇ બોલું છું એ મારા હૃદયની વ્યથા છે.

આપણે ક્યાં જઇ રહ્યા છીએ તેનો કોઇ વિચાર નથી કરતા. આ વિચાર નથી કર્યો એનું તો પરિણામ કાલે નજરોનજર જોયુંને? શ્રીમતી ઇંદિરા ગાંધી નથી મરી ગયાં

* ભારતના વડાપ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીની હત્યાની ઘટના.

પણ ભારત દેશમાંથી માનવતા મરી પરવારી છે. ભારતને મોટું લાંછન છે કે રક્ષક ભક્ષક બન્યો.

વિશ્વમાં કોઈપણ ઘટના બને છે-દુનિયાના છેડે જે કંઈ થાય છે-તે બધું આપણા પર ફરીને, આમ વળીને, આવવાનું છે. આપણે માનીએ કે અમેરિકામાં આમ થયું, રશિયામાં આમ થયું પણ આ બધું સળગતું સળગતું નજીક આવતું જાય છે.

આપણે બધા ધર્મની ક્રિયાઓ કરીએ છીએ, પણ એનું જે રહસ્ય છે-જે અર્થ છે-તે ભૂલીને. આપણે સ્થૂળ, બાહ્ય પૂજન અને અર્ચન-ધર્મક્રિયા કરીએ છીએ, પણ ધર્મક્રિયાનો જે હેતુ છે તે હેતુ જ સચવાયો નથી. એટલે આટલી બધી ધર્મક્રિયાઓ, આટલાં બધાં પ્રવચનો, આટલી બધી કથાઓ, આટલા બધા પૂજનો થતાં હોવા છતાં આપણે કંઈક જુદી દિશામાં જ ગતિ કરી રહ્યા છીએ. સમાજ ધર્મ પર ટકે છે. ધર્મ એ પાયો છે, પછી અર્થ અને કામ. પૈસો જોઈએ. કામ એટલે કામનાઓ અને પછી આવે છે મોક્ષ. ધર્મનો પાયો નહીં હોય તો મોક્ષનું છાપરું કોઈ દિવસ સલામત નહિ રહે. લોકોની બેન-દીકરીઓની આબરુ લુંટાવા માંડી છે તેનું કારણ! ધર્મને આપણે દેશવટો દીધો એ છે. લોકો પૈસાની પાછળ ઘેલા થયા છે. હું શું કહું! બધા નજરોનજર જુઓ છો. પૈસા માટે એટલો બધો અનર્થ થાય છે કે એક પટાવાળાથી માંડીને તે છેક પ્રધાન સુધી લાંચ રુશ્વત ચાલે છે, કેવળ પૈસા માટે. એનું નિયંત્રણ ન રહ્યું. ભાઈ! પૈસો તો જગતમાં બધાને જોઈએ. પણ પૈસો હાથમાં આવે એટલે વિચારો કે આ પૈસો નીતિ-ધર્મયુક્ત છે કે નહિ! નથી તો એ પૈસો ઘરમાં ના જોઈએ. આ પૈસો તમને શું સુખ આપશે?

અત્યારે તો પૈસા હોવા છતાં અમેરિકામાં શાંતિ નથી. જગતમાં ક્યાંય શાંતિ નથી. તેનું મુખ્ય કારણ એ છે કે ધર્મનો પાયો રહ્યો નથી. આપણે બધા ધર્મને આવું કેવળ બાહ્ય પૂજન સમજીને બેઠા છીએ. આપણે બધા એમ માનીએ છીએ કે કથાઓ, વાર્તાઓ, પૂજન-અર્ચન, મંદિરો આ બધું ધર્મ છે. બાહ્ય આચાર એ ધર્મ છે. દાઢી, તિલક, છાપ, માળા, યાત્રા આ બધું ધર્મ છે. ના, ના, એ તો મોટી ભૂલ છે. આ બધું તો એટલા માટે કરીએ છીએ કે આપણે સાચા ધર્મનિષ્ઠ બની શકીએ, સાચા માનવ બનીએ. આપણે આપણો માનવધર્મ ભૂલી ગયા છીએ. માણસ જ્યાં સુધી પોતાનો ધર્મ નહીં સમજે ત્યાં સુધી સ્વપ્નમાંયે સુખ-શાંતિ નહીં પામે. આ પૂજા કરવાનું એટલા માટે છે.

હમણાં અમદાવાદથી એક બેન દિવાળીને દિવસે મારી પાસે આવ્યાં. તે મારે માટે પીતાંબર જેવું પહેરવાનું લઇને આવ્યાં. (હું તો તમને વાસ્તવિક વાતો કરવા ઊભો થયો છું, પ્રવચન કરવા નહીં.) મેં કહ્યું કેમ! આ બધાનું મારે શું કરવાનું! મને કહે કે આપ પૂજન કરતાં પહેરશોને? મેં કહ્યું, પણ હું પૂજા જ કરતો નથી અને એટલી જ સાચી વાત છે કે, તમને બધાને નવાઇ લાગશે કે કદાચ પાદુકા પૂજનમાં આજ સુધી હું નથી બેઠો. આટલાં બધાં પૂજનો થાય છે, કોઇએ જોયો હોય મને તો કહેજો. હું વિચારું છું કે હું બાપજીના પૂજનને લાયક છું કે નહિ? હજુ હું લાયક નથી બન્યો. હું મારા આત્માને રોજ પૂછુ છું.

તમને નવાઇ લાગશે. મેં બેનને ચોખ્ખું જ કહ્યું કે બેન! હું પૂજાને લાયક નથી. એ તો મારે માટે મોટી લાયકાત ધારીને આવેલાં હશે. પણ મેં તો આમ તમને જે રીતે વાત કરું તે રીતે જ વાત કરી. બેન જરા વિચારમાં પડી ગયાં. થોડીવાર પછી મેં કહ્યું, માણસે જીવન જ એવું જીવવું જોઇએ કે એનું એકએક કર્મ પૂજા બની જાય. એ પગ દે તો યે પૂજા બની જાય. એ બોલે તો યે પૂજા હોય. આપણે એવી પૂજા કરવી જોઇએ. આપણે આ બધાં પૂજનો એટલા માટે કરીએ છીએ કે આપણે સાચા માનવ બનીએ. આપણે માનવધર્મ ભૂલી ગયા છીએ. છોકરો મા-બાપ તરફની ફરજ ભૂલી ગયો છે. મા-બાપ પુત્ર પ્રત્યેની ફરજ ભૂલી ગયાં. ભાઇ ભાઇની ફરજ ભૂલી ગયો છે. પત્ની પતિ પ્રત્યેની ફરજ ભૂલી ગઇ છે. પતિ પત્ની પ્રત્યેની ફરજ ભૂલી ગયો છે. તમે તમારા મહોલ્લાનો ધર્મ ભૂલી એકલા બની, ટૂંટિયું વાળીને બેસો છો અને કહો છો કે હું ભગવાનની પૂજા કરું છું. હું તો ભાઇ! પૂજા નથી કરતો એટલે હું એમાં નહિ આવું. હું તમારી નાત બહાર છું. હું પૂજા કરનાર માણસ નથી. મને તો એમ થાય કે હું જેના ચરણોમાં બેઠો છું તે અનંત કોટી બ્રહ્માંડના નાયકની પૂજાને હું લાયક નથી.

આજે આપણે એવા દિવસે ભેગા મળ્યા છીએ કે જે દિવસે એક દેવપુરુષ એટલે હું તો એમ કહું કે આખા જગતનો સર્જનહાર, આપણા બધાના સંકલ્પો વડે કરીને અહીંયાં, આ રંગ અવધૂત નામનું શરીર ધારણ કરીને પધાર્યા. મારે જો કહેવું હોય તો એવું કહું. બાપજી માટે સિદ્ધ, દત્તાવતારી, સાધુ ને સંત એમ કહેવું એ બધું મારા મનમાં બહુ

મોટું નથી લાગતું. મને એવું લાગે છે કે આ જે કંઇ સૃષ્ટિનું એણે સર્જન કર્યું છે, જે પરમ તત્ત્વ દ્વારા જે નિર્ગુણ નિરાકાર તત્ત્વ જે કહો તેમાંથી આપણે બધાએ એને આ મૂર્ત સ્વરૂપ ધારણ કરાવડાવ્યું. એને તો કંઇ કરવાની જરૂર નથી. આજે એવા દેવ પુરુષના જન્મદિને આપણે ભેગા થયા છીએ. એ આવો શરીરધારી હોવા છતાં શરીરના અને સમાજ સાથેના એકેએક ધર્મનું પાલન કરતો હોવા છતાં પોતે જે ઉત્તુંગ શિખરે-એટલે કે પરમતત્ત્વ સાથેની એકતાની સ્થિતિમાં-કક્ષામાં સ્થિત રહીને આપણા બધાની વચ્ચે એકદમ નીચે જગતભાવની ભૂમિકા પર આવીને આપણને એણે પાયાના ધર્મો શિખવાડ્યા છે. બાપજીએ કોઇને કહ્યું નથી કે તમે તમારું બધું કાર્ય બંધ કરીને સમાધિમાં બેસી રહો. અહીંયાં તો ઘણાએ બાપજીનાં દર્શન કરેલાં છે. એ તો બધાને કહેતા કે ભાઇ! પહેલાં પાયો ચણો.

એક ભાઇ અહીંથી જ બાપજીને પૂછવા ગયા. 'મારે આ સંસારમાં રહેવું નથી.' બાપજીએ કહ્યું, મનને મૂકીને જજો ભાઇ! મનને ઘરે મૂકીને પછી જંગલમાં જજો. મન રહે ખરું? આપણે આપણું મન કેવું બગાડી મૂક્યું છે? કોઇ દિવસ આપણે મનનો વિચાર કરતા નથી.

આપણે આવા દિવ્ય પુરુષની જન્મજયંતીએ આજે ભેગા થયા છીએ અને હું તો એમ કહું કે એ ભેગા થવાનો અર્થ ત્યારે જ સરે જ્યારે આપણે રોજનું જે કંઇ જીવન જીવીએ છીએ તે જીવનને થોડુંક ઊંચે લઇ જવાનો પ્રયત્ન કરીએ. બાપજીની જયંતીના ઉત્સવ પૂજન પછી આપણા હૃદયમાં એવી એક ભાવના જાગ્રત થાય કે ભલેને હું આખો ખરડાયેલો રહ્યો, પણ મારો એક અંગૂઠો તો હું ધોઉં, મારા શરીરનું એક રૂંવાટુ તો હું આજના દિવસે સાફ કરું અને ફરીથી એને ન બગડવા દઉં. મને તો એમાં રસ છે ભાઇ! તમારી આ ભાષણબાજીમાંથી કાંઇ નહીં મળે. ઝટ સાંભળો અને પટ આચરો. ઘરે જઇને બધું ભૂલી જઇએ છીએ. સાંભળીએ છીએ તો એટલું બધું કે બેઠા હોઇએ ત્યારે એમ લાગે કે જાણે ભગવાનની આગળ પહોંચી ગયા. ઘરે જઇને ઊભા રહ્યા પછી હતા એમના એમ થઇ જઇએ છીએ. બાપજીએ એવો ધર્મ નથી શિખવાડ્યો. હવે હું તમને એટલું કહું કે આ જે દાવાનળ સળગી રહ્યાની વાત કરું છું તે માત્ર ભારત દેશમાં જ નહીં, પણ આખા વિશ્વમાં સળગી રહ્યો છે. અત્યારે તો અર્થ અને કામ-પૈસો અને કામનાઓ-

**દૃષ્ટિ ફેરવી વિલોક રંગ એહ અવનવા.**

ઈચ્છાઓ ગમે તે રીતે પૂરી કરવી છે, પછી એના પર કોઈ નિયંત્રણ ન મળે. ધર્મનું નિયંત્રણ તો જોઈતું જ નથી. ધર્મ તો પાયો છે. અર્થ, કામ વચ્ચે છે અને ઉપર મોક્ષનું-શાંતિનું છાપરું છે. બાપુજીએ કહેલો મોક્ષનો અર્થ હું કહું તો મોક્ષ એટલે સર્વ કલેશ વિનિર્મુક્તિ. કોઈ જાતનું દુઃખ ન રહે તેનું નામ મોક્ષ. સંપૂર્ણ શાંતિમય જીવનનું જ નામ મોક્ષ છે. છે કોઈને શાંતિ? તમારી પાસે કરોડો રૂપિયા છે. મારી પાસે કરોડપતિઓ આવે છે પણ તેમની વ્યાધિઓ સાંભળીને તો મને એમ થાય-દયા આવે કે આના જેવો કોઈ દુઃખી નથી.

પૈસો સુખ નથી આપતો, અને એમાંય અનિષ્ટ માર્ગે આવેલો પૈસો કદિયે સુખ ન આપે. હા એ ક્ષણ પૂરતું આપે છે, વિજળીના ચમકારા જેટલું અને પછી-આખર તો વહીંકા વહીં. ભાઈ, અનુભવ કરવો હોય તો કરી જોજો. હું બોલું છું તે બહુ દુઃખથી બોલું છું. મને ખબર છે કે સમાજ ક્યાં જઈ રહ્યો છે. અરે! એ કહેવા માટે કોઈ શબ્દ જ નથી. આજે તો મારે હું જેના ચરણમાં ઘડી પણ બેઠો છું અને એણે આ નીચેની સપાટી આવીને ધર્મના જે પાયા શિખવાડ્યા છે તેની તમને વાત કરવી છે. આમ તો આપણે કહીએ છીએ ને કે અરેરે! આ બધું સળગી જાય છે! તેમાંથી આપણે કેટલું કાઢી શકવાના હતા? હું કહું છું કે એક કાંકરો પણ તમે દાવાનળમાંથી ખેંચો, એક પૂળો પણ ખેંચો-એટલો પૂળો તો તમારા હાથમાં રહેશે ને! બચશે ને! એટલો તો ધખારો (ગરમી) ઓછો થશેને! પેલી ટીટોડીઓએ આખો સમુદ્ર ઉલેચવાનો સંકલ્પ કર્યો હતો, જરા જરા પાણી લઈ લઈને. બીજો એવો પ્રસંગ છે કે લંકા જવા પુલ બાંધ્યો ત્યારે પૂંછડી પાણીમાં પલાળી પલાળીને, રેતવાળી કરીને ખિસકોલી ખંખેરતી હતી.

આટલા પ્રયત્નમાંથી પણ આપણે જઈએ છીએ એ મને નથી ગમતું. બધા કહે છે કે ભાઈ! હવે શું? એમાં કંઈ વાંધો નહિ. પણ ભાઈ! આમ ચાલેલું પગલું ફરીને આગળ આવશે, એ આપણે ભૂલી ગયા છીએ. પૃથ્વી તો ગોળ છે. જે પગલું ચાલીએ છીએ તે આમ ફરીને આપણી આગળ આવે છે. પછી આપણે રડીએ છીએ અને કહીએ છીએ કે આ દુઃખ કેમ આવ્યું? આ આપણું ચાલેલું પગલું, કર્મ જ આગળ આવ્યું છે. આ તો કાંકરા વીણવા માટે પાંચ-સાત દીકરીઓને બેસાડી હોય અને પછી દીકરીઓ એમ વિચારે કે જવા દોને કાંકરા. કંઈ વાંધો નહિ. પણ જ્યારે ખાવા બેસે અને રોટલીમાં

એને જ કાંકરી આવે ત્યારે 'મા'ને કહે કે બા! આ કાંકરી આવી. ત્યારે બા કહે કે વીણવા તો તને જ આપ્યું હતું ને! તેં વીણવામાં કાંકરી રાખી હશે. તે જ રીતે ભગવાન કહે છે, ભાઈ! દુઃખની બૂમ પાડો છો પણ આ તો ગોળ ફરીને આવ્યું છે. આપણે એક આવા પ્રવાહમાં વહી રહ્યા છીએ.

હું હવે બાપજી વિશે કહું કે આવો જ (એના માટે કોઈ શબ્દ જડતો નથી. એને મારે શું કહેવું? હું તો એટલું જ કહું કે) મારો બાપજી હતો, એટલેથી જ સંતોષ માનું. આજથી વર્ષો પહેલાં, હું માનું છું કે જ્યારે બીજું વિશ્વયુદ્ધ થયું ત્યારે, એ અરસામાં આપણા દેશમાં ચોખા ન મળે તેવી પરિસ્થિતિ. આમ તો બાપજી ભાખરી, મગની મોળી દાળ, થોડા ચોખા અને શાક આટલું લેતા. જે દિવસે દેશમાં ચોખાના રેશનીંગની બૂમ ઊઠી એ દિવસથી બાપજીએ ચોખા બંધ કર્યા. એમને કેટલા ચોખા જોઈએ? હું માનું છું કે બાપજીને બે એક રૂપિયા ભાર (૨૦ ગ્રામ) ચોખા જોઈએ. હવે એ વિચાર કરો કે આ બે રૂપિયા ભાર ચોખાથી અહીં શું બચવાનું હતું? આ તો આપણા ઉપદેશ માટે છે કે બે રૂપિયા ભાર ચોખા અથવા તો એક રૂપિયા ભાર ચોખા (૧૦ ગ્રામ) માણસ બચાવશે તો દેશમાંથી કેટલા ચોખાનો બચાવ થશે. એ વખતે બાપજીએ એમ વિચાર ન કર્યો કે અરે! મારા આ એક રૂપિયા ભાર ચોખાથી શું થવાનું હતું? એમણે તો પટ લઈને મૂકી દીધા તે એટલે સુધી કે આજીવન ચોખા નથી ખાધા. તે પછી અઠવાડિયે એક જ દિવસ શુક્રવારે ખીચડીમાં ખાવાના. પછી ચોખાને અડવાનું નહિ. બાપજીએ કેટલી સપાટીએ નીચે ઉતરીને, તમારી સાથે રહીને, તમને આ વિશ્વનો ધર્મ બતાવ્યો છે. એ વિશ્વની અંદર આપણે જ્યાં ત્યાં પથરા ફેંકતા જઈએ છીએ, જ્યાં ત્યાં ઢેખાળા ને કાંટા ને કાંકરા ને કાદવ નાંખીને એને ગંદુ કરતાં જઈએ છીએ અને પછી બૂમ મારીએ છીએ કે આ દુઃખ આવ્યું. તે ના આવે દુઃખ?

આપણે ધર્મને ભૂલી ગયા છીએ. હું જે કાંઈ કહું છું તે એટલા માટે કહું છું કે જે થઈ રહ્યું છે તે ધર્મના નામે થઈ રહ્યું છે. ઇંદિરા ગાંધીને ધર્મના નામે મરવું પડ્યું છે. આ આપણો ધર્મ? આ ધર્મ કે અધર્મ? આ બધાં બાહ્ય પૂજનો એ ખોખાં છે-કલેવર છે. અંદરનો પ્રાણ તો આપણું આચરણ છે. આપણે આચરણને ભૂલી ગયા છીએ.

હમણાં ગયા રવિવારે જ મેં બાપજીની એક વાત કરી હતી. એક દિવસ બાપજીને જયપુર જવાનું થયું. હરદત્તભાઇ સિવાય કોઇને સાથે લીધેલા નહીં. સ્ટેશન પર પહોંચ્યા. ગાડીમાં ફર્સ્ટ ક્લાસમાં બેસી ગયા અને એકદમ યાદ આવ્યું કે (બાપજી તો દેહભાન રહિત-દેહભાવ રહિત) માજીને પગે લાગવાનું રહી ગયું છે. માસ્તર જગજીવનભાઇ જે સ્ટેશન સુધી મૂકવા આવેલા તેમને કહ્યું, માસ્તર! હું આજે માજીને પગે લાગવાનું ભૂલી ગયો. એટલું જ નહીં, આંખો આર્દ્ર (ભીની) બની. પાયાનો ધર્મ આ છે. આ ધર્મની શરૂઆત ત્યાંથી છે. મા-બાપ એ પહેલાં દેવ છે. આજનાં છોકરાંઓને પગે લાગતાંય શરમ આવે છે. બાપજી આટલા ઊંચા શિખર પર હોવા છતાં નીચે આવી, પોતાની કક્ષામાં સ્થિત રહીને બધાને પોતાનો ધર્મ બતાવી ગયા કે “માતૃદેવો ભવ”. છે આપણા હૃદયની અંદર અત્યારે આવી ભાવના? આજે તો દીકરો પરણે ને કાલે ‘મા’થી જુદો. પત્નીને ‘મા’નું કામ કરવું પડેને! છોકરાની અને વહુની પરિસ્થિતિ તો જુઓ છોને! ઘર ઘરમાં આગ સળગી છે. તમે આમાં શું વિચારો છો? આ આગ આપણી જ સર્જેલી છે. બહારથી આવેલી નથી. પાયાનો ધર્મ છે, ‘મા’ને પગે લાગવાનુ ભૂલી ગયો, માસ્તર! જઇને માફી માંગજો ને માજીને તમે મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પહોંચાડજો અને કહેજો કે મને માફ કરે. આ છે આપણા બાપજી. એના જન્મ દિવસે આપણે ભેગા થઇએ છીએ. એનામાંથી આપણે શું લઇએ છીએ! હજી સુધી આપણા પાયાના ધર્મો કાચા છે. ઘરમાં બા કે બાપા બિમાર હોય અને આપણે જાત્રા કરવા કે મંદિરમાં દર્શન કરવા જઇએ તો, ત્યાં જે ભગવાનની મૂર્તિ હોય ને તે અવળી દિશાએ થઇ જાય. પતિ બિમાર હોય અને પત્નીએ તે ગામના મંદિરમાં દર્શન કરવાની બાધા રાખી હોય અને જો એ બાધા પૂરી કરવા જાય તો ભગવાન નારાજ થાય.

ધર્મોના આવાં બધાં મૂળ આપણે જતાં કર્યા છે. પૈસો આવે તો પૂછતા નથી કે પૈસો કયાંથી આવ્યો, કેવી રીતે આવ્યો?

મારું કહેવાનું એ છે કે આજના જન્મ દિવસે તમારા મનમાં એમ થાય કે એક-બે રૂપિયા ભાર ચોખા મૂકયા એમાં શું? હું કહું છું કે તમે એક રતિભાર આચરણમાં મૂકો. બીજા શું કરે છે-આ બધા આમ કરે છે-એ કાંઇ નહિ. તમારે શું કરવાનું છે તે જુઓ.

આજના પૂજનથી બાપજીએ આજે નીચે આવીને, આપણને આવા પાયાના ધર્મો કહ્યા છે. પાયો કાચો હશે તો તમારી ઈમારત નહીં ટકે, એક જ સપાટામાં પડી જશે.

એટલા માટે જ બાપજીએ પ્રવચન નથી કર્યાં-નો'તા કરતા કારણ કે આજે અહીંયા સાંભળશો ને કાલે નીકળી જશે. એમણે તો જીવનમાં આચરી બતાવ્યું છે. "આચાર એ જ પ્રચાર." એમનો એક એક આચાર નજરો નજર જુઓ. આ તો તમને એક-બે નમૂના કહું છું.

આપણા ભૂદરભાઈ અહીંયાં બાપજીના દર્શન કરવા આવ્યા ત્યારે બાપજીએ પૂછયું, "માસ્તર! આવી ગયા? આજે રજા છે? રજા મૂકીને આવ્યા છો?" બે પ્રશ્ન પૂછયા. બાપજી તો ધર્મપુરુષ છેને! એણે તો ધર્મનો પાયો નક્કી કરવાનો છે કેઃ માસ્તર પુણ્ય કમાવા મારા દર્શને આવ્યા, પણ રજા મૂક્યા વિના. છોકરાંને રખડતાં મૂકીને આવ્યા હોય તો ખોટો પગાર લેવાનો એક ગુનો તો લાગુ પડી જાય, છોકરાંને ન ભણાવો એ સમય તમારો જાય-એટલે છોકરાંના ગુનેગાર, સમાજના ગુનેગાર અને ચોરી કરવાનો તમારો ગુનો. કોઈ દિવસ આપણે આવો વિચાર કરીએ છીએ? નહીં.

કલોલથી અહીં આવવું હોય ને અમદાવાદથી ગાડીમાં જગ્યા ન હોય ને એમાં કોઈ ટી.ટી.ઈ. બે રૂપિયામાં મારા જેવાને ફર્સ્ટ કલાસમાં બેસાડી દે અને હું બેસી જઉં અને દર્શન કરવા આવું હોં! આપણે પુણ્ય કમાવા અને ધર્મ કરવા જઈએ છીએ? આ ધર્મ છે? આપણા આ બધા પાયા હચમચી ગયા છે. આચરણની વાત આવે એટલે આપણા પગ થર થર કંપે છે. જ્યાં સુધી આપણામાં આ આચરણ નહિ હોયને ત્યાં સુધી આપણે બાપજીની પૂજા કરવાને લાયક નથી. હું તો મારી જાતને લાયક માનતો જ નથી. ભાઈ! મેં પૂજા કરી નથી. આ લોકો મારી ખોટી પૂજા કરે છે. હું મારા બાપજીની પૂજા નથી કરતો. આપણે તો "નાગરની કન્યા ઉઘાડી" જેવું છે. જેવું છે તેવું કહું છું કે હું હજી પૂજાને લાયક બન્યો નથી; આમ છતાં તમે મારી પૂજા કરતા હો તો તમે જાણો અને તમારો ભગવાન જાણે! એથી તમને શું મળશે તે તો તમારે વિચારી લેવાનું છે. તમારા પાયાના ધર્મો તૈયાર કરો. આટલું પણ જતું ન કરશો.

એકવાર અકબર બાદશાહે એવો સાદ પડાવ્યો કે સર્વ પ્રજાજને ઘર દીઠ પાશેર પાશેર (૧૦૦ ગ્રામ) દૂધ હોજમાં નાખી જવું. મારા જેવો પહેલો ઊઠીને વિચાર કરે કે

આખું શહેર દૂધ નાંખવાનું છે તો હું નહિ નાંખું તો શો વાંધો છે? બધા એવો વિચાર કરતા ગયા. સવારમાં હોજ ખોલ્યો તો હોજમાંથી એકલું પાણી જ નીકળ્યું. બિરબલને બાદશાહે પૂછ્યું કે “હે બિરબલ! આ શું થયું?” બિરબલ કહે, “જહાંપનાહ! જગત તો આવું છે.” આપણે બધા આવું જ કરીએ છીએ. શું એવું નથી વિચારતા કે ભલે પાશેર તો પાશેર પણ એટલું તો બચ્યું ને?

હું એક વાત કરું તો તમને બધાંને નવાઇ લાગશે. જો કે તમને બધાંને આત્મશ્લાધા જેવું પણ લાગશે છતાં કાંઇ વાંધો નહિ, પણ પૂજ્યશ્રીના ચરણમાં બેઠા પછી ફરજ કે ધર્મનો કેટલો ઝીણો ખ્યાલ રાખવો જોઇએ તે સમજાશે.

એક વખત હું સિદ્ધપુર ગયો. ગાડી આવવાની તૈયારી અને ટિકીટ માટે લાઇન લાગેલી. હું પણ ઘરે આવવા માટે ટિકીટ લેવા લાઇનમાં ઊભો રહ્યો. પાંચ-છ માણસો મારી આગળ અને મારી પાછળ પણ લાઇન અને ગાડી આવવાની તૈયારી, છતાં ટિકીટ માસ્તર ચા પીવા બેઠા. કોઇ ચિંતા નહિ. આ બાજુ બહેનો-પુરુષો બૂમ મારે છતાં લહેરથી ચા પી રહ્યા હતા. મેં કહ્યું ભાઇ! તમે સારું નથી કરતા. પણ જાણે આ વાતની કોઇ નિસ્બત જ નહિ. હવે હું તો દોડીને પહોંચી જાઉં પણ આ બહેનો કેવી રીતે ચઢે? છતાં એણે ચ્હા મૂકી નહિ. ચા પીધી, પછી ધીમેથી ટિકિટ કાપવા માંડ્યો. હું તો દોડીને ચાલુ ગાડીએ ચઢી ગયો પણ બહેનો રહી ગઇ. બીજાય દસ-બાર માણસો બહાર રહી ગયા. કેવી ફરજ છે! હવે હું બેઠો. ના, જઇને આમ ઊભો રહ્યો. બેસવાની તો જગ્યા પણ ક્યાંથી હોય? પૈસા ગણ્યા તો એક રૂપિયો વધારે આવેલો. હવે આ તો-મારે માટે તો-મોટું જોખમ લાગ્યું-હું તમને એમ નહિ કહું કે હું બહુ ધર્મનિષ્ઠ છું પણ હા! આ તો તમને એક નમૂનો બતાવું છું કે બાપજીના ચરણમાં બેઠા પછી તમારા હૃદયમાં શું થવું જોઇએ. મને એમ થયું કે હવે આ રૂપિયાનું શું કરીશું, ભાઇ! કોઇ ગરીબને આપી દઇશું? ને તરત જ સામો વિચાર આવ્યો કે એ યોગ્ય નથી. ત્યારે હવે શું થાય? તેને પાછો આપવો જોઇએ. પણ હવે પાછો આપવા તો કેવી રીતે જવું? એક રૂપિયો આપવા જાઉં તો ચાર રૂપિયા ખર્ચ થાય.

મારા મનની વિટંબણા તમને કહું છું, ભાઇ! રૂપિયો ઘરે તો લાવ્યો પણ એના પર તારીખ અને સમય લખ્યાં. ઘરે આવીને જુદો મૂક્યો. મેં વિચાર્યું કે જ્યારે ફરીથી જવાનું

થશે ત્યારે એ વખતે હાજરીપત્રકમાંથી જે બુકિંગ કલાર્ક હોય તેનું નામ જાણીને તે રૂપિયો તેને પાછો દઈશું. વાત બહુ નાની છે. એક રૂપિયો એટલે શું? કરોડો રૂપિયા હોયને તો પણ મારે મન તો પારકાના જ. કરોડ રૂપિયા હોય તો યે આમ ફેંકી દઉં કારણ કે કરોડો અબજોપતિના પતિ, અરે! બ્રહ્માંડોના નાયકના ચરણોમાં બેઠેલો છું. રૂપિયો સંઘરી રાખ્યો. ચારેક મહિના પછી મારે ફરી સિદ્ધપુર જવાનું થયું. સાંજે લગભગ છએક વાગે હું બસમાંથી ઉતરીને સ્ટેશન પર ગયો. બધો સ્ટાફ (કોઈ ગાડીનો સમય નહીં એટલે) ગપ્પા મારે અને ચ્હા પીએ. હું મારી ટિકિટ કાઢીને બાઘા જેવો અંદર ગયો, એટલે મને પૂછયું, કેમ ભાઇ! કોનું કામ છે? મેં વાત કરી કે આવું બન્યું છે તો બધા હસવા લાગ્યા. કહે કે અરે! શું ભલા આદમી! કે એ તો તમારે! કોઇ ગરીબને આપી દેવો હતોને! પણ મેં કહ્યું કે હું તો એવું માનું છું કે ગરીબને આપી દઉં તો કંઇ વાંધો નહિ પણ ફરીથી આવવાનું જ હોય તો એ જ માણસને પહોંચે તો શું વાંધો? ત્યાં એણે પેલું હાજરી પત્રક કાઢીને જોયું કે અમુક તારીએ ચાર મહિના પહેલાં કોણ હતું? સ્ટેશન માસ્તર ઘણો સારો માણસ હતો. ખરેખર! સારો હતો. એણે કહ્યું કે લાવો જોઈ આપું કે કોણ હતું? એણે જોઇને કહ્યું કે હાલ એ પાલનપુર છે, રીલીવર છે. કાલે જ અહીં આવવાના છે. મેં કહ્યુંઃ “સારું આ રૂપિયો લો. કહેજો કે એક પેસેન્જરે આપ્યો છે.” દૂર જઇને ફરી કહ્યું. બધા મારા તરફ જોઈ રહ્યા. આવા પાયાના ધર્મ હોય તો જ તે પાયા પર અધ્યાત્મની ઈમારત ચણાય છે.

બાપજીએ આવા પાયાના ધર્મને મજબૂત કર્યા છે, આચરી બતાવ્યા છે. ચારે બાજુથી બધા બાકોરાં પૂરી દીધાં છે અને આપણે તો ચારે બાજુ બધાં બાકોરાં પાડી દીધાં છે અને કહીએ છીએ કે પાણી ભરાતું નથી. રોજ ધ્યાનમાં બેસીએ છીએ ને રોજ પૂજા કરીએ છીએ પણ કંઇ ઠેકાણું પડતું નથી. પણ ક્યાંથી ઠેકાણું પડે, ભાઇ! અંદર બધાં બાકોરાં પાડ્યાં છે. માટે એક એક બાકોરું પૂરો. એકી સાથે બધાં ના પૂરશો. ધીરે ધીરે એક પૂર્યું એટલે એક તો બંધ થઇ ગયું ને! ચાલો, જાને દો, દૂસરા. જ્યારે નીચેનાં બધાં પૂરાઇ જશે એટલે પછી ભરવું નહિ પડે, એની મેળે ભરાતું ભરાતું ઉપર આવશે. આ છે અત્યારના આપણા ધ્યાનની દશા. બધાં લોકો મને એવું કહે કે અમે ધ્યાનમાં બેસીએને બાપજી! એટલે અમુક વિચારો આવે છે. મેં કહ્યું, ભાઇ! દાવાનળ સળગાવીને આવ્યા હોઇએ તો એક લોટો પાણી રેડીએ તો કંઇ ઠંડો ન થઇ જાય. ત્યારે ઉપર ગમે તેટલું રેડો

તો યે ન થાય. એ તો નીચે પાણી જવું જોઇએ. એનાથી નીચેથી ઠરતું ઠરતું આમ કરીને ઉપર આવેને ત્યારે જ ધખારો નાસે. આપણે તો કરોડો જન્મોથી જન્મી જન્મીને, ધખારો કરી કરીને આવ્યા છીએ. આવાં આવાં પાપકર્મો કરી કરીને જીવીએ છીએ. બેનો તમે શું કરો છો? તમે બધી બેનો કોઇ કરતા હોય તો મનમાં ઉતારજો. ત્રણ વરસનું કે પાંચ વરસનું છોકરું હોયને તો બસમાં કે ગાડીમાં ખોળામાં લઇને બેસે. ટી.ટી.ઇ. આવે ને પૂછે કે કેટલાં વરસ થયાં? અરે સાહેબ! પોણા ત્રણ વરસ થયાં છે. આ વાત સાચી છેને? તમે વિચારો, અહીં બેસીને વિચારો. મારા ઘરનાંને હું આ રીતે જ સમજાવું છું. તેમને પૂછો કે લાગે છે આ ઇમારત છે. આ ઇમારતનો પાયો આવો મજબૂત કરો તો ધીરે ધીરે સ્થિરતા થાય! વાણી, પાણી, અન્ન અથવા પરમાત્માની સંપત્તિનો દુરુપયોગ ન કરશો.

ધ્યાન એ તો એવી વસ્તુ છે કે જે કરવાનું નથી-ધ્યાન થવાની વસ્તુ છે. ભાઇ! નીચેથી ઠંડું થતું આવે ને ત્યારે જ ધ્યાન થાય. એ ધ્યાનની વાતમાં અત્યારે આપણે પડવું નથી. આપણે જે વાત ચાલે છે તે વાત આગળ ચલાવીએ. મારું કહેવું એવું તો ખરું જ કે ધ્યાન એવી વસ્તુ નથી કે તમે એક મિનિટ બેસો ને થઇ જાય, એ તો નીચેથી ટાઢું થતું આવે અને આવી રીતે આમ પૂરાતું આવે ત્યારે એની મેળે થાય. આવા ધર્મોથી તમારું એક એક પગલું ભરો ને જુઓ!

બાપજીએ કહ્યું ને કે એક શ્વાસ એવો ન લો કે જેથી જગતમાં વિક્ષેપ થાય. તમને તરત જ ખબર પડે. આપણને ખબર પડી જાય. અરે! ઝટ સાંભળો ને પટ આચરણમાં મૂકો. જો આચરણમાં ન આવે તો પછી આપણે પૂજાને લાયક નથી, માટે હું પૂજા નથી કરતો.

આવા પૂ.શ્રી પોતાની અવધૂત કક્ષાએ સ્થિર રહીને, માનવ સમાજમાં માનવ બનીને, આપણી આગળ નાનું બાળક હોય એમ રમીને (એકલો લંગોટ પહેરીને ફરતા હોય તો નાના બાળક જેવા દેખાય) બાપજી કોઇની મા બનીને-કોઇના પિતા બનીને-કોઇના સખા બનીને-કોઇના વિષ્ટિકાર બનીને આ વિશ્વમાં પાયો મજબૂત કરવા માટે આવ્યા ને માનવધર્મોને એણે આચરી બતાવ્યા. પોતે જાતે આચરણમાં મૂકીને ઉપદેશ કર્યો છે, મોઢેથી બોલીને નહિ. હું આ બોલું છું તે રીતે નહિ. પોતે આચરી બતાવ્યું છે. મારી 'મા'ને પગે લાગવાનું ભૂલી ગયો એમાં શી મોટી વાત થઇ! આપણે 'મા'ને

ક્યાં રોજ પગે લાગીએ છીએ? અને 'મા'ને પગે લાગવાની જરૂર પણ શી છે? તમારી સાધનામાં આ 'મા'ના નિસાસા આગળ આવે છે. સાધનામાં પિતાના નિસાસા આગળ આવે છે. તમારી આજુબાજુના તમારા જે ધર્મો-ફરજો-લાગુ પડ્યા હોય તે ભૂલશો નહિ. તમારી આજુબાજુના આવા બધા જે ધર્મો છે-તમારી એક બીજાની ફરજો છે-તે મૂકીને પછી તમે જંગલમાં ભાગી જાવ-સાધુ થઇ જાવ-તો તે ના ચાલે.

હું તમને એક દાખલો દઉં કે અહીંયાં એક જીતોડા કે એવું કોઇ ગામ છે. ત્યાંના એક પટેલ ભાઇ સાધુ થઇ ગયા. એમનાં પત્નીની ઇચ્છા નહીં ને સાધુ થયેલા. વળી ઘરેથી પૈસા કે કંઇક લઇ જવું જોઇએ એટલે ચાંદીનું સાંકળું કે એવું કંઇક લઇ ગયેલા. (વેચીને થોડા દિવસ ચાલે એટલા માટે). સંન્યાસી તો થઇ ગયા, પણ સંન્યાસી થઇ ગયા પછી પૂજામાં બેસે એટલે સાંકળું અને એમની વહુ-બે યાદ આવે. એમના ગુરુમહારાજને સહજ એ કહે કે ગુરુમહારાજ! મારા ચિત્તનું કંઇ ઠેકાણું નથી. તો કહે, ભાઇ બરાબર છે! તું હાલ જ ઘરે જા. આ સાંકળું તું જઇને આપી આવ અને ઘરનાંના મનને સંતોષ કરીને પછી આવ. તે ગયા, ને સંતોષ આપી, રજા લઇ પાછા આવ્યા. આ હું એટલા માટે કહું છું કે આપણા જે ધર્મો છે એ પાયાના ધર્મોમાં જો ખામી હશે તો આગળ જતાં લપસી પડાશે. પાયાના ધર્મોને તમે ભલે થોડાક નાના નાના પણ આચરણમાં મૂકશો તો જ તમે જે આ બધી પૂજા કરો છે તેના લાયક બનતા જશો અને તો જ બાપજીની કૃપા માનો કે બાપજીના થવાનું માનો કે તમારા આત્માનું કલ્યાણ માનો, એને તમારે જે માનવું હોય તે માનો, તો જ કલ્યાણ કરી શકશો. નહીં તો આ બધું જે છે તે ગરબડ છરબડવાળું કરી દેશો. માટે આજના દિવસથી અહીં બેઠેલાં બધાંય સ્વરૂપો- ભલે એક સોયની અણી જેટલું- જો તમે તમારા જીવનમાં ઉતારશો તો જન્મજયંતીએ વળી એથી આપણને આગળ ચાલવાનું થશે.

આથી વધુ ગુરુમહારાજ આપણને બીજું શું આપે?

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

કા.સુ. ૯, ૨૦૪૧ — ૮૭મી રંગજયંતી,
તા. ૧-૧૧-૧૯૮૪ — લીંચ

# (૧૨)
# શ્રીદત્ત ભગવાન ક્યારે પ્રગટે?

## (શ્રીગુરુલીલામૃતના પ્રથમ આઠ અધ્યાયની સંકલનાનું અર્થઘટન)

અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત

પ.પૂ. શ્રી વાસુદેવાનંદસરસ્વતી સ્વામીમહારાજ કી જય.
શ્રીમદ્ સદ્‌ગુરુ શ્રીરંગ અવધૂત ગુરુમહારાજ કી જય
ગુરુદેવ દત્ત! ગુરુદેવ દત્ત!! ગુરુદેવ દત્ત!!! નર્મદે હર.

સર્વના અંતરમાં જે સર્વાંતર્યામી સ્વરૂપે બિરાજે છે, તેનાં જ સ્વરૂપોને શું સંબોધું? કેવળ વંદન સિવાય મારી પાસે છે જ શું? સૌ પ્રથમ તો આવી વિદ્વત્ સભામાં મારા જેવા અબુધને ઘસડી લાવવો એ મારી દૃષ્ટિએ યોગ્ય નથી થયું. એમાં વળી મારા જેવા અલ્પના આશીર્વાદની અપેક્ષા! ગુરુમહારાજના મારા જેવા જાજરૂના વાળનારને એના દ્વારે ભક્તોને પ્રસાદ આપવા વગેરે સેવા ને ચોકી કરતા એક સામાન્ય કૂતરાની પાસે-સેવકની પાસે આશીર્વાદની અપેક્ષા શા માટે હોય? મને તો કંઇ સમજાતું નથી. આ કર્મ જ એવું છે કે જે પોતે જ આશીર્વાદરૂપ છે.

**"સ્વયમાશીસ્તુ સત્કર્મ"**

ગુરુમહારાજ પોતે જ આશીર્વાદરૂપ હતા ને છે. એમના વડે લખાયેલ-લખાયેલ એમ તો નહીં કહું-મારી દૃષ્ટિએ કહું કે એ પોતે જ એમાં ઉતરીને ગ્રંથરૂપે સાકાર થયો છે, એ ગ્રંથ પણ આશીર્વાદરૂપ જ છે. આપણે બધા એ આશીર્વાદના પુત્રો છીએ, આપણે પણ આશીર્વાદરૂપ જ છીએ, પછી મારા જેવા અલ્પના આશીર્વાદની અપેક્ષા શા માટે હોય? મને તો કંઇ સમજાતું નથી. તમને લાગે કે દાઢી સફેદ થઇ ગઇ છે, વાળ ધોળા થઇ ગયા છે, છતાં હું તો મારા ગુરુમહારાજના ખોળામાં આળોટતું એક નાનકડું બચ્ચું જ છું, તે સિવાય હું કાંઇ નથી. મને શ્રીગુરુલીલામૃતનું અધ્યયન કરવાનો સમય નથી મળ્યો એમ નહીં, મેં તેનો ઉપયોગ નથી કર્યો એ મારું કમભાગ્ય છે. મારી તો કથની જ જુદી છે. મારા ગુરુમહારાજ એ જ મારું સર્વસ્વ છે એવી મારી દૃઢ મતિ છે. મારો ગુરુમહારાજ એ જ

મારું ગુરુલીલામૃત છે. એના ચરણમાં બેસીને, એના ચરણથી માંડી શિખા સુધી હું એને નિરખતો અને એની જ લીલામૃતની પોથી જાણે હું પઢતો હોઉં તેમ મને તો લાગ્યું છે. આપણે સાષ્ટાંગ નમસ્કાર કરીએ છીએ તો ખરા! એના અષ્ટ અંગનાં દર્શનમાં તમારો અષ્ટાંગ યોગ બધો પૂરો થાય છે. જો કે ગુરુલીલામૃતનો મેં બહુ ઊંડો અભ્યાસ કર્યો નથી પણ નાના બચ્ચાના હાથમાં જેમ ચોપડી આવે ને એ જેમ પાના ફેરવે તેમ માનો કે મેં પણ પાનાં ફેરવ્યાં છે. તો નાના બચ્ચાની-બાળકની બુદ્ધિ કેટલી? એકડો, બગડો, તગડો, ચોગડો, પાંચડો, છગડો, સાતડો, આઠડો, નવડો અને દસ, થઇ ગયા બસ! હું તો આઠ સુધી આવ્યો ને મારી જાણે નવ અને દસ સુધી જવાની હિંમત જ ના રહી.

ગુરુમહારાજને આપણે દત્તાવતારી કે દત્તભગવાનનો તેમણે સાક્ષાત્કાર કર્યો એ બધું કહીએ છીએ એ બધું ઠીક છે, પણ મેં તો એકદમ નજીકથી બાપજીને જોયા છે; દર્શન કર્યાં છે. એ કદાચ મારી ઘેલછા પણ હોય.

ગુરુલીલામૃતમાં બાપજીએ દત્તસ્વરૂપનું જે આલેખન કર્યું છે એમાં એમણે લીલાઓ તો દત્તપ્રભુની વર્ણવી છે-પણ મને તો આ બધી જાણે એમની પોતાની જ લીલા હોય-બાપજી દત્તથી અભિન્ન છે-તેવો દૃઢ અનુભવ છે.

હવે આપણે લીલામૃતના આઠ અધ્યાય ટૂંકમાં જોઇએ. તેના ઊંડાણમાં ઉપસ્થિત વિદ્વાનોએ ઘણું ઘણું કહ્યું છે. મારી બુદ્ધિ બહુ ટૂંકી છે એટલે તેની ઊંડી સમજની ને ઊંડાણની ખબર જ નથી. આ સાચે જ કહું છું. મારા હૃદયમાં છે તેવું જ બોલું છું, હું અંદર બહાર એક થઇને બોલું છું. મારું તો બધું જ મારો ગુરુમહારાજ, બસ. બીજું અમારા ગામડામાં એવી કહેવત છે કેઃ "આંધળી ભેંસે મેઢવું ભાળ્યું." એટલે હું તો આંધળો, તેથી મારે તો કંઇ પણ કરવું હોય તોય મારો ગુરુમહારાજ. એટલે જ્યાં જ્યાં જાઉં, ખાઉં, પીઉં, જરા આઘોપાછો થાઉં ત્યાં બધે જ મારો ગુરુમહારાજ જ.

આ વરદ ગ્રંથરાજમાં પોતે જ ઊતરી આવ્યા છે, અને એ ઊતરી આવીને આપણી આગળ એટલે રહ્યા જ નથી, પણ એ સ્વરૂપે જગતમાં રહીને આખા જગતમાં જે આનંદ રેલાવ્યો એવા આનંદસ્વરૂપ આપણને બધાને બનાવવા માટે ગુરુલીલામૃત ગ્રંથ બાપજીએ ઉતાર્યો-ઉતરી આવ્યો. બાપજી આ રીતે આપણી આગળ પ્રગટ થયા છે- ગ્રંથ પ્રગટ કર્યો છે.

પહેલા અધ્યાયમાં "મુક્તિ માટે તરફડે, થાએ વ્યાકુળ પ્રાણ." આ ગ્રંથમાં અધિકારીની યોગ્યતા એ કે મુક્તિની ઇચ્છા જાગ્રત થઇ જાય ત્યારે તે માટે માણસ તરફડે. આ બધું જે દેખાય છે તે ખોટું છે, ધન મિલકત છોડીને એક દિવસ જવાનું છે. પણ જઇશું ક્યાં? આ બધું જોઇ, મુક્તિની ઇચ્છા થાય ત્યારે માણસ તરફડે. આમાંથી નીકળવા-દુનિયામાંથી સાર શોધવા- નીકળે છે ગુરુની શોધમાં. સમયના બંધનમાં ટૂંકાણમાં કહેવું ઘણું કપરું છે.

શિષ્યની યોગ્યતા અને ગુરુમહારાજનું મિલન પહેલા અધ્યાયમાં કહ્યાં. બીજા અધ્યાયમાં બ્રહ્મદેવ અને કલિનો સંવાદ આવે છે. એમાં બ્રહ્માજી ને કળિયુગના સંવાદમાં મારો કહેવાનો ભાવ એવો છે કે બાપજીએ ગુરુલીલામૃતમાં જે દેવત્વને નિરાકારમાંથી સાકાર પ્રગટ કર્યું-નિર્ગુણમાંથી સગુણમાં ઊભું રાખ્યું તે દેવત્વને ઊભા રહેવા માટે સાધનાનાં જે બે મુખ્ય ચરણ જોઇએ (જે આગળ આવે છે) તે બે ચરણ ઉપર બાપજીએ દેવત્વને ઊભું રાખ્યું છે.

આપણે આપણી અંદરથી જ આનંદને પામવાનો હોય, બાપજીએ જે આનંદને પીરસ્યો છે તેને અનુભવવો હોય તો શરૂઆતમાં બીજા અધ્યાયમાં બ્રહ્મદેવ ને કલિના સંવાદમાં કલિયુગ આવ્યો છે. તેના રંગ ઢંગ કેવા છે? લિંગ જિહ્વા પકડીને ઊભો છે. બ્રહ્માજી એને કહે છે કે અલ્યા અડબંગ! આવી રીતે કેમ ઊભો છે? ત્યારે કલિ કહે છે, "હા, આ બેને જે પકડી રાખે તેની આગળ હું રાંક છું." બસ ત્યાં સંયમ. સંયમ એટલે એકલી ઇંદ્રિયોનો જ નહીં પણ બધી જ રીતનો સંયમ. આપણે આવું સંયમિત જીવન જીવવું જોઇએ-જો અવધૂતના થવું હોય તો વાણીનો સંયમ, ખાવાનો સંયમ. જીભને મુક્ત મૂકી દઇએ તો?

ધ્યાન ધરવા બેસવું હોય તો ભજિયાં કે ગોટા ખાઇને બેસી જઇએ તો ધ્યાન શક્ય નથી. એટલે જીભને બરાબર સમજપૂર્વક પકડી રાખો, બરાબર સમજાવી સંયમમાં રાખો, નહીં તો બમણા વેગથી ઉછળશે. માટે જ મુખ્ય મુદ્દો સંયમનો ઉઠાવ્યો છે. ભોગ સાથે એનો સીધો જ સંબંધ છે. ભોગ એટલે એકલો સ્ત્રી-ભોગ નહીં પણ જગતના બધા જ ભોગ સાથે જીભને સંબંધ છે કારણ કે બધી જ ઇંદ્રિયોને તેમાંથી જ પોષણ મળે છે. એટલે પહેલું ચરણ સંયમનું. નક્કી કરી દીધું કે માણસનું જીવન સંયમિત હોવું જોઇએ.

ગમે તે ખાવું, ગમે ત્યાં ખાવું, ગમે ત્યાં ફરવું, ગમે તે જોવું અને પછી ભગવાન તરફ દૃષ્ટિ કરવી અથવા ભગવાનને મેળવવા તે બાબત પર ગુરુમહારાજે ચોકડી મારી છે. એટલે પહેલો સંયમ બતાવ્યો છે.

હવે આગળ ત્રીજો અધ્યાય જોઈએ તો આપણામાં ભાવના છે, શ્રદ્ધા છે, પણ નિષ્ઠા નથી. તો નિષ્ઠા કેવી હોવી જોઈએ? ભક્તિ કેવી હોવી જોઈએ? તેનું દૃષ્ટાંત પહેલું જ મૂક્યું છે, ત્રીજા અધ્યાયમાં દીપકનું ચરિત્ર. દીપકના આખ્યાન દ્વારા દીપકની ગુરુભક્તિનું વર્ણન છે. ગુરુભક્તિ વડે ગુરુમહારાજ ક્યાં પ્રગટ થાય છે? આપણી સામે જ નહીં, પણ પહેલાં અંતરમાં પ્રગટ થઈ પછી પ્રત્યક્ષ દર્શન આપે છે. પણ તે નિષ્ઠા કેવી હોવી જોઈએ તે માટે જ દીપકની નિષ્ઠાનો પ્રત્યક્ષ દાખલો છે. ગુરુભક્તિ કેવી હોવી જોઈએ? ગુરુસેવા કેવી જોઈએ? કેવી ગુરુસેવા કરી છે? એટલું જ નહીં પણ તેની ગુરુસેવા અને ભક્તિથી ત્રણેય દેવો પ્રસન્ન થાય છે.

બ્રહ્માજીના શ્રીમુખે તો આ કથા કહેવાઈ છે એટલે તેઓ તો પ્રસન્ન હતા જ, પણ મહાદેવજી પણ પ્રસન્ન થયા ને ભગવાન વિષ્ણુ પણ. ત્રણેય દેવોની પ્રસન્નતાને નોંતરી લાવે તેવી છે, એની ગુરુભક્તિ ને સેવા તથા એકનિષ્ઠા.

તેને નિષ્ઠામાંથી ચલાયમાન કરવા માટે દેવો પૂછે છે, “વરદાન જોઈએ છે? આશીર્વાદ-કૃપા જોઈએ છે? કાંઈ મેળવવું છે?” પણ તે તો ના કહે છે. જોઈએ છે ખરું, પણ તે તો મારો ગુરુમહારાજ આપે તો જ મારે લેવું છે, તમારી પાસેથી મારે કંઈ લેવું નથી. મારો ગુરુમહારાજ મારું સર્વસ્વ છે. ભલે આપ દેવ છો પણ મારે તમારી પાસેથી કાંઈ ના જોઈએ. આવી એકનિષ્ઠાનું બળ ના હોય ત્યાં સુધી આ તત્ત્વનો અનુભવ કે આવિર્ભાવ શક્ય નથી અને એને ઊભા રાખવા માટે બે જ વસ્તુ-એક સંયમ ને બીજી નિષ્ઠાની જરૂર છે. શ્રદ્ધા એકલી કામ નહિ આવે, નિષ્ઠા પણ સાથે જોઈએ. એટલા માટે જ ગુરુમહારાજે ત્રીજા અધ્યાયથી સાત અધ્યાય સુધી એકનિષ્ઠા ઉપર જ ભાર મૂક્યો છે અને આઠમામાં તો દેવત્વને લાવીને ઊભું કરી દીધું છે. જુઓ હવે ત્રીજામાં ગુરુભક્તિની વાત થઈ ગઈ.

તમને ઉપદેશ આપવા માટે નહીં પણ મારા હૃદયમાં-ગુરુમહારાજના ચરણોને મેં જોયા પછી મારી જે દૃષ્ટિ છે, મારું જે આલેખેલું છે તે તરફનું અથવા અનુભવ છે તે તમારી આગળ રજુ કરું છું અને હું રાજી થાઉં છું.

સંયમપૂર્વકનું જીવન અને એકનિષ્ઠા એ બે વસ્તુ હોય એટલે દેવત્વને ઊભા રહેવા માટે ફાઉન્ડેશન સ્ટોન- પાયાનો પથ્થર તૈયાર થઇ ગયો. આ સિવાયની આપણી જે ભક્તિ છે તે કેવી છે તે બાપજીએ મને કહેલા શ્રીમુખના શબ્દોમાં કહું છું. "તમે બધા શ્રદ્ધાવાળા છો, પણ નિષ્ઠા ગુજરાતમાં ક્યાંક જ છે." એટલે એમણે કહ્યું કે ભક્તિ એકનિષ્ઠ હોવી જોઇએ. નિષ્ઠાયુક્ત જોઇએ. તો તરત જ ચોથામાં અંબરીષનું આખ્યાન ગુરુમહારાજે મૂક્યું છે.

ભક્તિના નવ પ્રકારો. ભક્તિ કેવી રીતે કરવી જોઇએ? પોતે રાજા મહારાજા હોવા છતાં મંદિરનો કચરો જાતે વાળે, વાસણ જાતે ઉટકે, ભગવાનની સેવાનું બધું જ કામ જાતે કરે. આવી દેવભક્તિથી દેવ પ્રસન્ન થાય છે અને ત્યાંથી જ અવતારો ધારણ કર્યા છે.

ચાર, પાંચ, છ ને સાતમાં તો એકનિષ્ઠાની જ કથા છે. અંબરીષની પોતાની ઉપાસ્ય દેવ પરની નિષ્ઠા, દીપકની ગુરુ ઉપરની નિષ્ઠા. હવે આગળ ચાલીએ તો પતિવ્રતા સ્ત્રી માટે પતિનિષ્ઠા.

પતિ એ જ દેવ છે તે ભાવના પ્રગટ કરી, ઘરના દેવની ઉપાસના કરીને દેવત્વને પ્રગટ કર્યું છે. અનસૂયા માતાનો તેમના પતિમાં કેવો એકનિષ્ઠભાવ છે તેનું સુંદર આલેખન કર્યું છે. ગુરુમહારાજ પાંચ અને છમાં એ એકનિષ્ઠા પર જ આગળ ચાલ્યાં છે.

હવે વચ્ચે એક વાત કરું. જો સમયની ઉતાવળ હોય તો બંધ રાખું. મને જે સૂઝ્યું છે તે જ કહું છું અથવા તો મારો ગુરુમહારાજ જે બોલાવે છે તે જ બોલું છું. મારા અંતઃકરણમાં બોલવાની કોઇ ઊર્મિ નથી. મેં તો બે હાથ જોડીને ના પાડી હતી. પાંચ અને છમાં તો એકનિષ્ઠા ઉપર ગુરુમહારાજ વરસી ગયા છે. 'મા'ને લાવવા માટે. 'મા'ની એકનિષ્ઠા પર પ્રસન્ન છે. કોઇ પણ ભક્તને પોતાના ઈષ્ટદેવમાં આવી નિષ્ઠા જોઇએ.

આગળ જતાં અનસૂયા 'મા'નો પતિવ્રતાનો પ્રભાવ જોઇને ત્રણે દેવીઓને દ્વેષ થયો તે પર અહીંયાં હું વિધેયાત્મક (Positive)માં જઇશ. મારા ગુરુમહારાજે મને કહેલું કે આપણે "ગુણગ્રાહી બનવું." એમના શ્રીમુખના શબ્દો છે. આપણે ગુણગ્રાહી બનીએ તો બધા ગુણો આપણામાં આવીને વસે. આપણે પછી ગુણમય દેખાઇયે. આપણે આખું જગત ગુરુમય જોઇએ તો ગુરુ જ ગુરુ. બધું જ ગુરુમય દેખાય (ને આવીને ઊભું રહ્યું

ગુરુમહારાજનું સૂત્ર "પરસ્પરદેવો ભવ") એટલે મને તો દેવીઓને દ્વેષ થયો તે વાત જ ગળે ઉતરતી નથી. તેથી મારું એ વિશેનું જે વિધેયાત્મક (Positive) ચિંતન છે તે તમોને કહું છું.

ત્રણે દેવીઓને દ્વેષ નથી થયો, પણ ત્રણેય દેવોએ પોતાને અવતાર લેવા માટેની યોજનામાં ત્રણે દેવીઓને પૂછ્યું કે અમારે આ ગુરુ અવતારનું કાર્ય કરવું છે, ત્રણેયે ભેગા મળીને કરવાનું છે, તો તમે એમાં સાથ આપશો? જુઓ, એમની પતિભક્તિની પહેલી કસોટી તો અહીંયાં જ રહેલી છે. દેવીઓ પૂછે છેઃ કેવું કાર્ય છે? દેવોએ કહ્યું કે તમો એવી રઢ લો કે અમે ત્રણે દેવો અનસૂયાના દ્વારે જઇએ, એ માટે તમને દ્વેષસંચાર થાય ને આખું જગત અનસૂયાની પતિભક્તિને તમારાથી શ્રેષ્ઠ માને, ઉચ્ચ પદ આપે ને તમારો પહેલો નંબર છે તે બીજો, ત્રીજો થાય. દેવીઓ કહે નાથ! અમે ત્રણે એકનિષ્ઠાવાળી પતિભક્ત છીએ. આપના કાર્ય માટે ભલે આખું જગત અમને ગમે તે કહે પણ અમે તમારા કહ્યા મુજબ કરીશું. કૈકયીને આજે આપણે ગાળો દઇએ છીએ પરંતુ તેના જેવી રામભક્તિ કોઇએ કરી નથી. રામની સાચા અર્થમાં શ્રેષ્ઠ ભક્ત તો કૈકેયી છે, કારણ કે એણે યુગો સુધી કાલિમા લીધી છે.

અહીં પોતાના પતિના કાજે લોકો પોતાનું પતિવ્રત અનસૂયાથી નીચું કહે, દ્વેષ કર્યો કહે તેની કોઇ પરવા કરી નથી. અહીં ગુરુમહારાજે લખ્યું છે, 'સ્વભાવ એ સ્ત્રી જાતિનો' ને તરત જ 'થયો દ્વેષ સંચાર' તેમ લખ્યું છે. દેવીઓમાં દ્વેષ હતો જ નહિ, પણ ભગવાનને લીલા કરવી હતી માટે પરમાત્માએ તેમનામાં દ્વેષનો સંચાર કર્યો અથવા દેવીઓએ પોતાની જાતે દ્વેષને બોલાવ્યો છે. કચરો સાફ કર્યા પછી જેમ ઝાડુને હાથમાં લઇને ફરતા નથી, તે જ રીતે પતિનું કાર્ય પત્યા પછી દ્વેષને ફેંકી દીધો છે, પછી ક્યારેય દ્વેષ કર્યો નથી. પોતાના પતિઓને કાજે પોતાનામાં દ્વેષનો સંચાર કરી પતિભક્તિ માટે તમે જાવ તેવી રઢ લઇને અનસૂયાના દ્વારે દેવોને મોકલ્યા છે. આ એનું વિધેયાત્મક (Positive) પાસું છે. જેનાથી આ જગત ઉત્પન્ન થાય છે, રહે છે ને લય પામે છે તે જ જગદંબાઓને દ્વેષ હોય ખરો? થાય ખરો? આ જે વર્ણન છે તે સ્ત્રી સ્વભાવનું છે અને પતિભક્તિ સાર્થક કરવા માટે પોતે અનસૂયામાતાને શ્રેષ્ઠ રીતે બિરદાવ્યા છે, એમનાથી નીચું પદ સ્વીકાર્યું છે કારણ પોતાના પતિની માતા તો શ્રેષ્ઠ હોય તે જ થાય ને?

આ ત્રણેય દેવીઓ શું પોતાના પતિને નહોતી ઓળખતી? હું તો નથી માનતો. પરંતુ અહીંયાં અનસૂયામાતાને સર્વથી શ્રેષ્ઠ સ્થાન અપાવી પોતાના પતિઓની 'મા' બનાવવાં છે તે માટે જગદંબાઓએ કેટલો બધો ભોગ આપ્યો છે? આ બધું સામાન્ય વ્યક્તિ ન કરી શકે. આજે ઊંચે બેસવા માટે તો ઝઘડા થાય છે, તો અહીં ઊંચે બેસવા કરતાં જો મારો ગુરુમહારાજ પ્રસન્ન થતો હોય તો તેના કાજે પેલા ખાસડામાં બેસું એવો ભાવ થવો જોઇએ.

અહીંયાં માતાજીઓએ એવો વિચાર કર્યો કે ભલેને આપણું પદ નીચું જાય, પણ અમારી પતિભક્તિ તો સફળ થશે ને! અમારું જે થવાનું હોય તે ભલે થાય. આમ એકનિષ્ઠ પતિભક્તિ અને એ ભક્તિના તખ્તા ઉપર દેવત્વ આવીને ઊભું રહે છે.

હવે સાતમા અધ્યાયમાં પણ એકનિષ્ઠા જુઓ. અનસૂયા 'મા'ને પતિ સાનુકૂળ છે, જ્યારે શાંડિલીને તેથી ઊલટું, પતિ અતિ પ્રતિકૂળ છે. છતાં તેની એકનિષ્ઠ પતિભક્તિ ને સેવાથી પરમાત્મા પ્રસન્ન થયા છે, જુઓ તો ખરા!

આઠમો અધ્યાય આવ્યો પછી તો રહ્યું જ શું? બસ, આઠમામાં તો ગુરુમહારાજે દત્તભગવાનને લાવીને ઊભા રાખ્યા છે. માટે ભાઇ, જો તમારે ભક્તિ કરવી હોય તો સંયમપૂર્વક જીવો, તમારા જીવનના એકે એક હલનચલનને, બોલવાને-બેસવાને, સમયને સંયમમાં રાખો. સમય આપણે ક્યાં વિતાવીએ છીએ તેનું ધ્યાન રાખો ને નાનામાં નાની દરેક બાબતમાં તમારું સંયમપૂર્વકનું જીવન, તેના પર દેખરેખ અને એકનિષ્ઠ ભક્તિ રાખો.

મારો દેવ એક જ છે પણ એ કેવો છે? સાડા ત્રણ હાથના દેહમાં કેદ થયેલો નહીં, પણ જે આખા જગતમાં સર્વ વ્યાપેલ તત્ત્વ છે તેનું જ તે મૂર્ત સ્વરૂપ છે, મારો એ જ દેવ સચરાચર બધે વ્યાપેલો છે. પછી તે ક્યાં નથી? આવો એકનિષ્ઠ ભાવ હોવો જોઇએ. એકનિષ્ઠાને વિશાળ બનાવવા માટે એકનિષ્ઠ ભક્તિથી તે પ્રસન્ન થઇ તમને આવા વિશાળ બનાવે અને સર્વમાં સમાવે. પછી તો 'જહાં દેખો વહાં રામ હી રામ' (ગુરુમહારાજ ભજનમાં કહે છે, 'જહાં દેખો વહાં દત્ત હી દત્ત') એટલે તો એકનિષ્ઠ પ્રેમ અને ભક્તિના તખ્ત ઉપર ગુરુમહારાજે દત્તભગવાનનો પ્રાદુર્ભાવ આઠમા અધ્યાયમાં વર્ણવ્યો છે. એકથી સાત અને આઠમામાં તો બધું જ પૂરું થઇ ગયું. પછી નવમા

અધ્યાયમાં તો પૂર્ણકક્ષાએ ખીલેલો અવધૂત કે એનું જીવન કેવું હોય તે, પૂર્ણતાને આરે પહોંચેલાનું-તેનું જ વર્ણન છે. એ ક્યાં ફરે ને ક્યાં જાય, આજે અહીંયાં હોય, કાલે કે ઘડી પછી ક્યાં હોય તેની ગતિ ના સમજાય. તેને કોઈ નિયંત્રણ નહિ, સ્વૈરવિહારી. નવ ઉપર દસ. મીંડું આવતા તો હું શૂન્યમાં પહોંચી ગયો. મારા ગુરુમહારાજના ચરણમાં ને ડૂબકી મારી અને થયું કે આપણી આમાં ચાંચ ડૂબે તેવું નથી.

આથી મારું કહેવું એવું નથી કે આ આઠ અધ્યાય સિવાય બીજા અધ્યાયોમાં કંઈ નથી. અરે! ગુરુમહારાજે તમારામાં દેવત્વ પ્રગટ કરવા માટે એકથી આઠમાં અષ્ટાંગ યોગ કે તમારે જે માનવું હોય તે માનજો, તે સર્વ ભર્યું છે ને ખૂબી તો જુઓ કે લીલામૃતના અધ્યાયની ૧૪૮ સંખ્યા. એકથી શરૂ કરો ને સામે છેડે આઠ. આઠને એક નવ. અહીંયાં નવના પૂર્ણ અંકમાં પૂર્ણ કક્ષાએ ખીલેલો અવધૂત તો નવમા અધ્યાયમાં આવે છે ને વચ્ચે આવે છે ચાર (૪). ચાર પુરુષાર્થ કહો કે જીવની ચાર અવસ્થા કહો કે ચાર આશ્રમો કહો. જે ચાર લાગુ પડતું હોય તે બધું જ તમારા જીવનના ઉત્કર્ષ માટે ભર્યું છે. આ આખી દુનિયાનાં કલ્યાણનાં ભાથાઓ ને તેને લગતાં સર્વ સાધનો ગુરુમહારાજે ૧૪૮માં ભરી દીધાં છે. ચારે પુરુષાર્થની સિદ્ધિ કરવી હોય તો એક દેવમાં એકનિષ્ઠા વડે અષ્ટાંગ યોગ સધાય. એ યોગ તો છે જ પણ હું સાદી ભાષામાં સહેલાઈથી સમજાય તેવું કહું કે પરમાત્મા સાથેનો આપણા મિલનનો યોગ-જીવ ને ઈશ્વરના મિલનનો યોગ. એકનિષ્ઠા અને સંયમ બે દૃષ્ટાંતોથી આ બંને સાધનો કે ચરણ ઉપર ગુરુમહારાજ દત્તભગવાનનું દેવત્વ લાવીને ઊભું રાખે છે.

તમને પોતાનો અનુભવ બતાવવા માટે ગુરુમહારાજે આ ગ્રંથનું આલેખન કર્યું છે. મેં જે પીધું તે પાયું, ને હું જે સ્વરૂપે છું એને તમારે સહુએ અનુભવવું છે તો અનુભવો. આ ગુરુગમ-ગુરુકિલ્લી-તમારે માટે મૂકી દીધી તે બે ચરણ, બસ. હવે તેના ઉપર ઊભા રહો ને અનુભવો. બીજા અધ્યાયોમાં તો ભુક્તિ ને મુક્તિને લગતાં સર્વ સાધનો ને ઉપાસનાનાં સ્વતંત્ર સાધનો મૂક્યાં છે.

તમારે આવું દેવત્વ પ્રગટ કરવાનું છે તે ભૂલશો નહિ. જે છે તેને જ અનુભવવાનું છે. આપણે લીલામૃત એટલા માટે વાંચીએ છીએ, ભજનસ્મરણ એટલા માટે કરીએ છીએ કે આપણે અનુભવસ્વરૂપે સ્થિત રહેવું છે. બાપજીએ આ અનુભવામૃત

પીવડાવવા માટે તો લીલામૃતમાં દત્તભગવાનની લીલા વર્ણવી છે, પણ હું તો મારા ગુરુમહારાજ અને દત્તભગવાનને અભિન્ન માનું છું. મારો ગુરુમહારાજ જ દત્તસ્વરૂપ છે.

બાપજીના કહેલા શબ્દો કહું છું. બાપજી મને કહે કે, 'દત્તભગવાન એટલે શું? જેને ત્રણ માથા હોય તે જ?' (અમે બે જ હતા. શ્રીમુખના શબ્દો છે.) 'જેનામાં દત્તના ગુણોનો આવિર્ભાવ થાય તે દત્તસ્વરૂપ. ઘણા બધા બબૂચકો એવા છે કે કોઇ ગાય, ભેંસ કે બાઇને ત્રણ માથાવાળું બચ્ચું જન્મે તો બધા એને દત્ત કહેશે ને દર્શન માટે એટલી ભીડ થાય કે લોકો મરી જાય. તમારું ગુજરાત એવું ભોળું છે.'

તમને બધાને મારું કહેવાનું ઉપદેશાત્મક તો નથી જ પણ આ તો બધા વિદ્વાનો જે બોલ્યા તે બધું મારા હૃદયમાં ભેગું થતું આવ્યું ને નાના બચ્ચાના કાનમાં ઠરે, ભરાય ત્યાં તો... હું તો પહોંચી ગયો મારા ગુરુમહારાજના ચરણમાં, ને કહ્યું કે બાપજી! આ બધા તો મને તારા મોટા ઝાડુ વાળનાર સેવક તરીકે પકડી લાવ્યા પણ હવે આબરુ તો તારી જશે અને પછી મારા હૃદયમાં જે સ્મરણ થયું તેટલું જ કહ્યું છે. ઘરેથી નીકળ્યો ત્યારે આ બોલીશું ને તે બોલીશું તેવું કંઇ નક્કી નહીં. મેં તો આવવાની પહેલેથી જ ના પાડી હતી અને બોલવાનું હોત તો હું ના જ પાડત. આ રમણભાઇ આમંત્રણ આપવા આવ્યા ત્યારે પૂછેલું જ. હું ને મારો ગુરુમહારાજ બે બહુ છીએ. મારે વળી આ બોલવાનું ને આ બધું શા માટે? મારે તો મારો ગુરુમહારાજ ભલો ને હું ભલો. બસ! આથી વિશેષ શું કહું?

આપણે બધા ગુરુમહારાજના સત્યસ્વરૂપને સમજીએ, ગુરુમહારાજને આપણી અંદરબહાર અનુભવીએ, તેનું સ્વરૂપ જ આનંદનું છે તો આપણે પણ તેવા જ આનંદસ્વરૂપ છીએ પણ અનુભવ નથી કરતા તો તે અનુભવ કરી બધા તેવા જ આનંદસ્વરૂપ બની જઇએ, તેનામાં ડૂબી જઇએ, તેનામાં સ્થિર થઇ જઇએ અને મરી જઇએ તો યે આપણને દેહનું ભાન પણ ન રહે ને એ જ આનંદસ્વરૂપમાં સમાઇ જઇએ.

**ૐ અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

શ્રા.સુ. ૧૦, ૨૦૪૧ — અવધૂત અધ્યાત્મ કેન્દ્ર, પ્રથમ પાટોત્સવ,
તા. ૨૫-૮-૧૯૮૫ — અમદાવાદ.

પુષ્પ માત્રથી રીઝતા, ભોળા શંભુ એહ,
ભજ ભૂપતિ ભાવે થશે કર્યા, ન ત્યાં સંદેહ.

# (૧૩)
# શિવરાત્રીનું ચિંતન

યોગાનુયોગ કેવો છે કે આપણા નારેશ્વર સ્થાનમાં હાલ માનદ પૂજાની સેવા આપનાર-બાપજીના દેહવિલય વખતે છેલ્લે હરદ્વાર હાજર રહેનાર ડૉ. રતિભાઈના પિતાશ્રીની પણ આજે પુણ્યતિથિ છે, કેવો સુયોગ છે!

આજના દિવસે બીજા પ્રસંગોને આપણે બહુ ધ્યાનમાં નથી લેવા. શિવરાત્રી-મહાશિવરાત્રી પર્વ વિશે પૂજાની શરૂઆત કેવી રીતે થઈ એ વિશે આપણે થોડુંક જાણીએ.

સૃષ્ટિકાળના આરંભમાં માનવોનાં મન-બુદ્ધિ એટલાં બધાં પવિત્ર-પવિત્રોત્તમ-શુદ્ધ હતાં કે એમને નિર્ગુણ બ્રહ્મની સાથે એકતા સાધવા માટે ઈચ્છા થતાં થોડીક ક્ષણોમાં સર્જન કરનારની સાથે તે એક થઈ શકતાં. તેમનાં મન અને બુદ્ધિ, મન-બુદ્ધિથી પર એવા એ નિર્ગુણ બ્રહ્મનો અનુભવ કરતાં.

હવે જેમ જેમ કાળ જતો ગયો તેમ તેમ મન અને બુદ્ધિ નીચે ઊતરતાં ગયાં. મૂર્તિપૂજા ન હતી. સામે આકાર રાખીને પૂજા કરવાની નહોતી.

શરૂનો કાળ એવો હતો કે માણસને શાંત ચિત્તે બેસવું હોય તો તે બેસી શકતો. હવે એ મન અને બુદ્ધિને આપણે એટલાં બધાં નીચે લાવી દીધાં છે કે નિર્ગુણ બ્રહ્મની સાથે સહેજે આપણી એકતા થઈ શકતી નથી. આપણા અંતરમાં બેઠેલા ચૈતન્યની સાથે એકતા આપણને દુઃસાધ્ય બની એટલે નિર્ગુણને થોડોક પણ આકાર આપીને એના ઉપર મનને ઠેરવી એ દ્વારા વિશ્વમાં વ્યાપેલ જે પરમ ચૈતન્ય, વિશ્વસત્તા છે તે અને આપણા જ અંતરમાં વિલસતું તેનું જ સ્વરૂપ આ બેની એકતા થાય એવું કરવું જરૂરી બન્યું અને આપણે સીધું નિર્ગુણ ધ્યાન ન કરી શક્યા એટલે આપણે એક વિકલ્પ વિચારવો પડ્યો. એ કારણથી આપણાં ઋષિકાળના આર્ષદષ્ટા ઋષિમુનિઓએ એવો વિચાર કર્યો કે હવે માનવોના મન થોડાં નીચે ઊતર્યા છે, પરમાત્મા સાથે સીધી એકતા કરી શકતા નથી તો એને માટે આકાર જોઈએ ને તે આકાર દ્વારા નિરાકાર સાથે અભેદાકાર થવાય.

પોથાંથોથાં કામ ન આવે, ગુરુગમ મારગ ચતુર સુજાણ!

કરી ઉપોષણ જાગરણ જે જન શિવજી પાસ,
સ્વર્ગમાર્ગ સોપાન એ લઇ જાય કૈલાસ.

હવે વાત એમ છે કે જે નિર્ગુણ છે એને શું આકાર આપવો? ત્યારે બધાં ઋષિમંડળે મળીને વિચાર કર્યો કે શું આકાર આપી શકાય? છે તો નિર્ગુણ એટલે એને આકાર નથી. તો શું થાય? આપણાં ઋષિમુનિઓ કેવા છે હો! એમણે વિચાર કર્યો કે જેને કોઇ આકાર ન હોય એને ગોળ કહેવાય. શરૂની ઉપાસના આપણી આ રીતે આકારિત થઇ. કેવી રીતે? તો પછી હવે ગોળાકાર કરવાનો-તો શેનો બનાવવો? એટલે રેતીનો એક ઢગલો બનાવી એને નિર્ગુણ બ્રહ્મનું સગુણ સ્વરૂપ આપ્યું. એને કોઇ આકાર નહીં અને છતાં એના ઉપર દેવત્વ છે. એમાં દેવત્વ છે એ ભાવનાથી આમ સામે બેસી આપણે પરબ્રહ્મની સાથે એકતા કરવા લાગ્યા. જેમ ચંદ્રમા ઊગ્યો હોય તો ડાળેથી આમ બતાવે કે એ અહીંયાં પાંદડાં ઉપર દેખાય છે. બીજનો ચંદ્રમા તો આકાશમાં છે. વચ્ચે માધ્યમ પાંદડું છે અને એ રીતે આપણા ઋષિમુનિઓએ એ નિર્ગુણને આકારિત કર્યો. નિર્ગુણને સગુણ બનાવ્યો.

આમ આપણી ઉપાસનાની શરૂઆત - શિવપૂજાની શરૂઆત આ રીતે થઇ ત્યાં સુધી આપણી ઉપાસના એ કોઇ પણ આકાર વગરની હતી. બસ, નિરાકાર નિર્ગુણને આવી રીતે આકારિત કરીને માણસ બેસે એટલે થઇ જાય શિવપૂજાની શરૂઆત. આ ગોળાકારને કોઇ પણ આકાર નહીં. એવું એક ચિહ્ન, અને એમાંથી આપણે એને લિંગ કહેવા માંડ્યા. લિંગ એટલે શરીર, લિંગ એટલે ચિહ્ન-એટલે કોઇ પણ આકાર વગરનું સ્વરૂપ જે કહેવાય એ તો એક ગોળાકાર-એને પત્થરનો બનાવો કે માટીનો. આજે પણ આપણે માટીના ભગવાન-પાર્થિવપૂજા તો કરીએ છીએ. આપણે વ્યાપક સ્વરૂપના સીધા અનુસંધાનમાં નથી આવી શકતા, એટલા માટે શિવની ઉપાસનાની શરૂઆત શિવના લિંગથી થઇ. અને પછી જુઓ. આજે ભારતમાં જૂના ગામ કે શહેર હશે તેમાં એવું એક પણ ગામ નહીં હોય કે જ્યાં શિવનું મંદિર ન હોય. રામ મંદિર ઓછાં હશે, કૃષ્ણ મંદિર ઓછાં હશે, કારણ આપણે હાથ-પગવાળા ભગવાનની પૂજા કરવાનું રાજા અંબરીષના વખતથી શીખ્યા. આપણાં મન વધુ નીચે ઊતર્યા, ત્યાં લિંગ કે ગોળ આકારમાંથી પાછું એ માણસના જેવું જ સાકાર સ્વરૂપ આપણને જરૂરી લાગ્યું. આમ આપણી ઉપાસનાનો શુભ દિવસ શિવ-પૂજા એ આપણી મહાશિવરાત્રી થઇ.

એટલા માટે શિવનું લિંગ પૂજ્ય છે. લિંગ એટલે શરીર અને શરીર એટલે ચિહ્ન. પછી એવી કલ્પના કરી કે બ્રહ્મ માયા વડે જ આકારિત થાય. માયા અંગીકાર કર્યા સિવાય ભગવાન આકાર ન લઇ શકે એટલે એની આજુબાજુ જલાધારી બનાવી-એ તો આધાર મૂકવા માટે. ભગવાનને નિર્ગુણમાંથી સગુણ થવું હોય તો માયાનો આધાર લે તો જ થઇ શકે-માયાનો અંગીકાર કરે તો જ એ આકારિત થાય, નહીં તો આકારિત થઇ શકે નહીં.

આપણા ભારતમાં- અરે દુનિયામાં કહું તો પણ- જ્યારે નિર્ગુણમાંથી સગુણની ઉપાસના થઇ ત્યારથી શિવની પૂજાની શરૂઆત થઇ અને પછી તે જ રીતે અંબરીષ રાજાના વખતથી વિષ્ણુ ભગવાનની, શ્રીવિગ્રહ મૂર્તિપૂજાની શરૂઆત થઇ.

આપણું મન એ રીતે દિવસે દિવસે નીચે ઉતરતું જાય છે. આજે તો આપણી છાતી ઉપર મૂર્તિ મૂકીએને તોયે ધ્યાન ન લાગે. દસ મણ વજનની મૂર્તિ મૂકીએને તોયે ધ્યાન ન લાગે- આપણે મનને આટલું બધું ખરાબ કર્યું છે. આપણે ક્યાં હતા ને ક્યાં આવી ગયા છીએ?

બધા જ ધ્યાનની વાતો કરે છે, હું પણ કરું છું. ઘણા પૂછે છે. હું શો જવાબ આપું? ધ્યાન એ કરવાની વસ્તુ નથી, થવાની વસ્તુ છે. ધ્યાન કરાતું નથી, ધ્યાન થાય છે. આપણા અંતઃકરણ ઉપર ઘણા બધા મેલનાં જાળાં જામ્યાં હોય અને થોડીક ક્ષણો શાંતિ મેળવી લેવાની ઇચ્છા થાય. બે-પાંચ મિનિટ આવી કોઇ શાંતિની જગ્યાએ આવી ગયા અને જોયું વાતાવરણ આજુબાજુ શાંતિ છે. થોડીક વાર બેઠા, ઘરના વિચાર મૂકાઇ ગયા. આપણને એમ લાગે કે મને ધ્યાન થઇ ગયું, પણ ભાઇ! દિલ્હી બહુ દૂર છે, હજુ તો બહુ દિવસો આપણે ધ્યાન કરવા માટેની તૈયારી કરવાની છે.

ધ્યાન તો એની મેળે જ થાય. ફળ પાકું થાય એટલે નીચે પડી જાય, એને નીચે પાડવું ન પડે. તમારી ધ્યાનમાં બેસવાની યોગ્ય તૈયારી થાય, એટલે ધ્યાન થાય. આપણે જે આ મહેનત કરવાની છે, એ ધ્યાન કરવા માટેની નહીં, પણ ધ્યાનમાં બેસવા માટેની યોગ્યતા મેળવવા કરવાની છે. આપણે બહાર જગતને જોઇએ છીએ, પણ હૃદયની અંદર જોવાની આદત નથી. પાછા વળીને આપણે કોઇ દિવસ જોયું? બીજો શું કરે છે એ બધું

ધ્યાન રાખ્યું પણ આપણે શું કરીએ છીએ એ ક્યાંય લક્ષમાં લેતા નથી. આપણા અંતરમાં કેટલા બધા ચીરાડા પાડી દીધા છે! એ તરફ ક્યારેય લક્ષ નથી આપ્યું. ગમે તેને હું સામેથી પકડી લાવું ને ધ્યાનમાં બેસાડી દઉં એટલે ધ્યાન થઇ ગયું? તો કહો, કે હા, ધ્યાન થઇ ગયું! એમ ધ્યાન થાય ખરું? અંતઃકરણની શુદ્ધિ વગર ધ્યાન થતું નથી. આપણે અંતઃકરણની શુદ્ધિનાં સાધન કરવાં જોઇએ અને રોજ અભ્યાસ કરવો જોઇએ. હું એમ નથી કહેતો કે તમે આંખો બંધ કરીને ના બેસશો. આપણાં વિખરાયેલા મનને થોડીક વાર આંખો બંધ કરીને, ભેગું તો કરો! આપણાં મન-બુદ્ધિ એટલાં બધાં નીચાં ઉતર્યાં છે તો આપણે સીધા જ પરમ તત્ત્વ સાથે એકતા સાધતા હતા, તેમાંથી શિવપૂજામાં આવ્યા- મૂર્તિપૂજામાં આવ્યા. અને હવે તો મૂર્તિઓ ઘેર-ઘેર થઇ ગઇ, પણ આપણે જે કરવાનું છે તે ભૂલી ગયા.

બાપજીએ ભજન લખ્યું છે "અંદર ગોતા લગાવ પ્યારે! અંદર ગોતા લગાવ." તું બહાર જુએ છે તો થોડુંક તો તારી અંદર જો, કે તું ક્યાં છે ભાઇ! ભગવાન બહુ દયાળુ છે હોં! આપણાં મનનાં ઘડેલાં અને હાથનાં કરેલાં કર્મોને અહીં કપાળે લખતો નથી. નહીં તો આમ વિચાર કરીએ કે ફલાણા ભાઇને આજે મારે મારી નાખવો છે ત્યાં જ પેલા કોમ્પ્યુટરની માફક લખાઇ જાય કે આ ભાઇ કોઇને મારી નાંખવાનો વિચાર કરે છે તો કોઇ આપણને બોલાવે ખરું? વધારે નથી કહેતો. દયાના સાગર ભગવાને આપણા મનના વિચારોને અને એની ક્રિયાઓને અંદર ને અંદર છૂપાં રાખવાનું બનાવ્યું છે, નહિ તો મોટી મુશ્કેલી થઇ જાત. માટે આપણે જાતે જ કરેલાં કર્મોનો વિચાર કરીને તેમાંથી મુક્ત થવા માટે સાધના કરવાની છે- કોઇને બતાવવા માટે નથી કરવાની કે હું સાધના કરું છું. સાધના એ પ્રદર્શનનું સાધન નથી. આંતરશુદ્ધિ માટેની સાધના તમારા પોતાના માટે કરવાની છે. ગુપ્ત ઓરડામાં બેસીને કરવાનું એ સાધન છે. તિજોરીની ચાવીઓ અને મૂકેલા રૂપિયા આપણે કોઇને બતાવતા નથી- એને જેટલું બને તેટલું છુપાવીએ છીએ, તો આ તો તેથી વધારે કિંમતી ધન છે. તમારાથી એને પ્રસિદ્ધિ-પ્રદર્શનમાં કેમ મૂકાય? બને તેટલું ગુપ્ત કરો અને જેટલું ગુપ્ત કરશો તેટલું વેગ(Force)થી બહાર આવશે-તમારે બહાર લાવવાની જરૂર નહીં પડે. અગરબત્તીને સળગાવવાની જરૂર છે.

સુવાસ તો એની મેળે આવશે-આવે છે. આપણે અગરબત્તીને સળગાવતા નથી, ઉપરથી એને બુઝવી નાંખીએ છીએ અને કહીએ છીએ કે સુવાસ નથી આવતી.

જેણે આ જગતને ઉત્પન્ન કર્યું છે-આ વિશ્વની રચના કરી છે-જે વિશ્વમાં ઓતપ્રોત છે, એ જ પરમ તત્ત્વના આપણે બધા સ્વરૂપો છીએ અને એ પરમ તત્ત્વ તમારી આજુબાજુ, અંદર-બહાર, મરેલાં-જીવતાં બધામાં એકસરખું વ્યાપેલું છે. હવે તેનો આપણે અનુભવ નથી કરી શકતા તો તેનો અનુભવ કરવા માટેનો આ શુભ દિવસ છે. મહાશિવરાત્રીએ આ ઘોર અંધકાર રાત્રીમાંથી જાગો ને શિવની સાથે એકતા પામો.

મનુષ્યનો જન્મ વારે વારે નહીં આવે. માનવ-જન્મ આપીને ભગવાને આપણા પર અનંત ઉપકાર કર્યો છે અને તેમાં હાથ પગ સાજા હોય-કોઈ પવિત્ર મા-બાપને ઘરે જન્મ આપ્યો હોય અને કોઈ બાપજી જેવા ઓલિયા પુરુષનો ભેટો થઈ ગયો હોય-જો આવો ત્રિવેણી સંગમ થયો હોય તો પછી શા માટે કચાશ રાખવી જોઈએ? આંખો બંધ કરશો પછી કંઈ નહીં હોય-જન્મ્યાં પહેલાં કાંઈ ન હતું. થોડાક પાછા વળો, બહુ દૂર ચાલ્યા છીએ. એટલા માટે બાપજીએ કહ્યું છે- “અંદર ગોતા લગાવ.” આ શુભ દિને-આવા પવિત્ર દિવસે આપણે બધાં જ્યાં છીએ ત્યાં થોભીને થોડું પણ અંતર તરફ વળીએ અને અંતઃકરણને શુદ્ધ કરવા જેટલો બને તેટલો પ્રયત્ન કરીએ તો એક દિવસ આપણને અનુભવ થશે.

બાપજીનાં દર્શન કર્યાં હોય તેને ખબર હોય કે શિવસ્વરૂપ થયેલો દેવપુરુષ કેવો હોય! શિવની સાથે એકતાર થયેલો પુરુષ કેવો હોય! મન વગરનો દેવ, માનવ શરીરધારી દેવ કેવો હોય! દેહાધ્યાસ વિનાનો પુરુષ કેવો હોય! દેહભાવ વગરનો પુરુષ કેવો હોય! બાપજી જેવા ઓલિયા પુરુષને જુઓ ત્યારે તમને ખબર પડે, મારા જેવા બબૂચકોને જોવાથી નહીં-કોઈ ભૂલ ના કરતા.

હું તમને બાપજીનો એક અનુભવ કહું. અહીંયાં આ લીંચની જૂની કુટિરમાં બાપજી સાંજે દૂધ-ફ્રુટ એવું કંઈક લેતા. આગળ ટેબલ મૂકીએ. થોડુંક અંધારું અને મેં ટેબલ મૂક્યું. હવે ટેબલ ક્યાં મૂકાયું હતું? એમના જમણા પગ ઉપર ટેબલનો એક પાયો

આવ્યો પણ મને થયું કે નીચે શેતરંજી આવી છે એટલે હું દબાવ્યા કરું. મેં કેવા પુરુષને જોયો હતો, તમને શું કહું? આ મન વગરનો શરીરધારી કેવો હતો કે હું દબાવ્યા કરું અને છતાં એ તો કાંઈ બોલે જ નહિ. એવામાં મારી બબૂચકની દૃષ્ટિ નીચે ગઇ કે આ નીચે શું છે? જોયું તો બાપજીનો પગ! મેં કહ્યું કે બાપજી આપનો પગ છે, એટલે પગને આમ ખેંચી લીધો.

મારી સામે બેઠેલો પુરુષ-જેના પગને દબાણ કરીને ટેબલ દબાવું છું છતાં એને ખબર નથી કે મારા શરીરને શું થઇ રહ્યું છે? આપણે તો એક એક રૂંવાટે જીવીએ છીએ. આપણે શરીરભાવ મૂકીને કાંઈ વિચારતા નથી, જ્યારે આ શરીરધારી હોવા છતાં શરીર વગરનો હતો. તેનું મન અને શરીર તમારી દૃષ્ટિએ દેખાતું, પણ એ મન વગરનો હતો, જે દેખાવા છતાં દેહાધ્યાસ વગરનો હતો, દેહમાં હોવા છતાં દેહભાવરહિત હતો. આવો દિવ્યપુરુષ જુઓ ત્યારે તમને શિવ શું છે એની ખબર પડે. તમારામાં જો સૂક્ષ્મદૃષ્ટિ હોય તો તમે બાપજીની પાસે રહીને એમને સમજી શકો. એવા દેવપુરુષો જ બીજાનું કલ્યાણ કરી શકે. આપણે તો દેહની સાથે જીવીએ છીએ-મનની સાથે જીવીએ છીએ-દેહાધ્યાસમાં ચોવીસે કલાક ખરની જેમ રહ્યાં છીએ. આવા દેહાધ્યાસથી પર થવાનું, આવા દિવ્યપુરુષો દ્વારા જ આપણે શીખી શકીએ અને એ જ દિવ્યપુરુષો પોતાની ઉપાસના દ્વારા અભેદભાવની ઉપાસના કેવી રીતે થાય તે બતાવે છે. પોતે દત્તપ્રભુની ઉપાસના કરેલી છતાં આ શિવની સ્તુતિ-શિવભજનમ્ પોતે જ બનાવેલું છે. આ બધાંને વહેંચી છે તે જોજો. તમને એમ નહીં લાગે કે આ દત્તના ઉપાસકની બનાવેલી સ્તુતિ છે, શિવના ઉપાસકની જ લાગશે. આપણે બધા આ સ્તુતિ ગાઇએ પછી આરતી કરવાની છે. આજનો દિવસ-મહાશિવરાત્રી.

આપણે બધાં અજ્ઞાનરૂપી ઘોર અંધારી રાત્રિમાં સૂતા છીએ, તેમાંથી જેટલા બને તેટલા વહેલા ગુરુમહારાજનાં કૃપાપ્રસાદથી જાગીએ અને આપણાં જીવનને-જન્મને અને આપણને જન્મ આપનાર માતપિતાને આપણે ધન્ય બનાવીએ-સફળ કરીએ.

શિવસ્વરૂપની અને બાપજીની વાત કરવી એ બહુ મોટી વાત છે અને એ વાતો કરવાની લાયકાત-અથવા તો એ વાતો એટલે નાના મોંઢે મોટી વાત-એવી વાત ગણાય. પણ શાસ્ત્રમાં એવું એક વચન છે કે યુક્તિ ભરેલું વચન નાનું બાળક પણ કહેતું હોય તો તેને આપણે ગ્રહણ કરવું જોઈએ. "યુક્તિયુક્તમુપાદેયં વચનં બાલકાદપિ" એવી રીતે માનો તો હું તમારા ગામનું એક નાનું છોકરું છું ને ગુરુમહારાજનું બચ્ચું છું. અહીંયાં આ યુક્તિ ભરેલું એક વચન કહું છું. તમે બધા એ ભાવથી ગ્રહણ કરો એવી મારા હૃદયમાં સર્વના પ્રત્યે શુભ ભાવના છે.

ૐ

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

મહા વદ ૧૪, ૨૦૪૧ — શિવરાત્રી,
તા. ૧૮-૨-૧૯૮૫ — લીંચ

# (૧૪)
# પૂજન-માનવતાનું પ્રાગટ્ય

આ શરીરને એવા જ એક-એને હું શું કહું-એને દિવ્ય સ્વરૂપ કહું- દેવસ્વરૂપ કહું-સર્જનહાર કહું-'સુપરહ્યુમન' કહું-માનવતા જેના શરીરમાંથી આરપાર નીતરતી એવો એક દેવપુરુષ-નારાયણ કહું-બધાં જ મારાં વામન દૃષ્ટિનાં માપ ઓછાં છે-દિવ્ય પુરુષના ચરણમાં બેસવાનું ભાગ્ય છેલ્લે છેલ્લે મળ્યું, અને એણે કૃપા કરીને એના ચરણમાં બેસવા દીધો એ જ લાયકાત.

આવો યુગપુરુષ-સમગ્રતા સાથે એક થયેલો પુરુષ પોતે શિખર ઉપર રહીને, બ્રહ્માંડો ભેદીને તમારે કારણે અહીંયાં આવ્યો. શિખરથી એકદમ નીચેની તળેટીમાં આવી અને એ જે શિખર પર છે-એ જે આનંદનું સ્વરૂપ છે-એ સૌ તમે કેવી રીતે બનો એ તેણે તળેટીમાં આવી અને તમારી સાથે ભળી-મળીને અને એક કૌટુંબિક વ્યક્તિ હોય તેવી રીતે રહીને-બાળક જેવા રહીને-પિતા જેવા રહીને-કેટલાયના અંતરના તાર જગાડ્યા છે-એકદમ તળેટીમાં આવીને આપણી જોડે રહ્યો છે. આપણને આવાં પૂજનો એણે શા માટે આપ્યાં છે? દેવ બનવા માટે. માનવનું સર્જન થયું છે દેવત્વ પામવા માટે. સર્જન છે ત્યાં વિસર્જન છે એ ભૂલી ના જશો. જ્યાંથી સર્જન છે ત્યાં તમારું વિસર્જન છે, બીજી કોઇ જગ્યાએ નથી. એ દિવ્ય પુરુષે એ સમજાવ્યું છે. આપણે પૂજનો કરીએ છીએ, પણ પૂજનનો હેતુ ભૂલી ગયા છીએ.

પૂજન શા માટે કરીએ છીએ? પૂજન કેવળ પૂજન કરવા માટે નહિ, તે ક્રિયા છે એટલા માટે નહિ પણ તે એટલા માટે કરીએ છીએ કે આપણે સાચા માનવ બનીએ. ભગવાને આ વિશ્વના મંદિરમાં તમને એનું મંદિર શુદ્ધ અને પવિત્ર રાખવા માટે અહીં મૂક્યા છે. તમારે અને આ વિશ્વને કોઈ જાતનો સંબંધ નથી એવું ક્યારેય ન માનશો. અમેરિકાનાં એક ખૂણામાં કંઇ બનતું હશે તો એક દિવસ એ સળગતું સળગતું અહીંયાં આવશે. માનવતા ભૂલેલાને જગાડવા માટે, સાચા માનવ બનાવવા માટે, નીચેની તળેટીમાં આવીને બાળક શી ચેષ્ટા કરીને આપણને એણે માનવધર્મ શીખવાડ્યો છે, પરંતુ આપણે તો પૂજન કરીએ છીએ પણ માનવધર્મ ભૂલતા જઇએ છીએ.

આપણે પાડોશી સાથે, મહોલ્લા સાથે, ગામ સાથે, દેશ સાથે, વિશ્વ સાથે, આમ આગળ જતાં બ્રહ્માંડ સાથે સંકળાએલા છીએ, અને એની અંદર જે કંઇ બગાડ કરતા હોઈએ અથવા તો સારું કરતા હોઈએ તેના આપણે ભાગીદાર-સહભાગી છીએ. આ માનવધર્મ વિસરાઇ ગયો અને પૂજન રહી ગયું.

બાપજીએ આપણને શું આપ્યું? સ્વરૂપસ્થિતિના શિખરે રહ્યા છતાં એકદમ નીચેની સપાટીએ આવીને, રહીને, તમને ઘણું બધું દિવ્ય આપ્યું છે-જો એને તમે સમજો તો-પણ સમજવાનું કપરું છે. પોતાની ઉપર આચરણની વાત જ્યાં આવે ત્યાં બધાને ઠંડી વાય છે.

અહીંયાં અમારા જોડેના ગામના ભૂધરભાઇ બેઠા જ છે. જ્યારે બાપજી લીંચ પધાર્યા ત્યારે ભૂધરભાઇ ગુજરાતી શાળામાં નોકરી કરતા હતા. એ લીંચ દર્શને આવ્યા, તે વખતે બાપજીએ પૂછ્યું, “કેમ ભૂધરભાઇ! આવ્યા?” હા. “આજે રજા છે? રજા મૂકીને આવ્યા છો?” બસ! બે જ પ્રશ્ન. માનવતા શું છે? એક તો એ કે મારાં દર્શને આવો એટલે તમે પુણ્ય કમાવા માટે આવો છો. હવે જો તમે રજા મૂક્યા સિવાય ચાલુ સ્કૂલે આવ્યા હો તો સરકારનો પહેલો ગુનો, બાળકો એટલાં ઓછા ભણે એટલે સમાજનો ગુનો કર્યો અને અહીંયાં આવીને પુણ્ય કમાવાની ભાવના ઊભી કરી એટલે એ પણ એ પાપ થાય.

એક જ પ્રશ્નમાંથી માનવને દેવ બનાવી દે એવી એ ભાવના. અહીંયાં આજે જ કોઇ દર્શન કરવા આવતું હોય-પૂજન કરવા આવે અને ગાડીમાં બેસી જાય, અને જગ્યા ન હોય ને ટિકિટ ન મળતી હોય તો ટિકિટચેકરને બે રૂપિયા આપી દે એટલે ચેકર એને ફર્સ્ટક્લાસમાં તરત જ બેસાડી દે. તમે પુણ્ય કમાઇને જશો કે પાપ? તમે જ કહો? મને તો ખબર નથી પડતી. તમે એનો ન્યાય કરો.

આપણે એકે એક કર્મમાં ધર્મને બહાને આવું કરતા જઇએ છીએ! માનવતા ભૂલી ગયા છીએ. આપણી આજુબાજુના જગત સાથે આપણે સંપૂર્ણ સંકળાયેલા છીએ તે સમજવા માટે ગામમાં બધા સંતો પાસે જાય છે. જો આવા દેવપુરુષ પાસેથી આવું શીખીને સજાગ નહીં થઇએ તો એક દિવસ આપણું અસ્તિત્વ નહિ રહે. માનવ દાનવ

બની જશે અને દેવ બનવાનું ભૂલી જશે. માનવ દેવ બનવાનું ભૂલી ગયો છે. માનવતાના પરિશીલનમાં, માનવતા પૂર્ણતાના આરે ખીલે ત્યારે દેવત્વ પ્રગટ થાય છે. એવું માનવતાનું સ્વરૂપ એટલે જ બાપજી. તે દેવ છે-ભગવાન છે-તે મારે મન મોટી વાત નથી. પણ મને તો સાચો દેવ માનવશરીરમાં મૂર્તિમંત દેખાતો હતો અને છે.

નાની નાની બાબતોમાં એના એક જ પ્રશ્નમાં માણસનું આખું જીવન પરિશુદ્ધ બની જાય છે. ભૂધરભાઇ કહે કે બાપજી! રજા મૂકીને અહીં આવ્યો છું. તમે મારે ત્યાં આવો અને રજા મૂક્યા સિવાય આવો તો તમે ધર્મ કમાશો કે અધર્મ?

બાપજીએ જીવનમાં નાની નાની ઘણી વાતો મૂકી છે. તમને વધારે નહિ પણ એના એક બે નમૂના કહું કે તમને માનવમાંથી કેવી રીતે દેવ બનાવે-તેનાં આચરણ દ્વારા-એના એક વચન દ્વારા.

એક વાર બાપજી માજીનાં દર્શન કરવાનું બિલકુલ ભૂલી ગયા. હરદત્તભાઇની સાથે જયપુર જવાનું હતું. આ કોઇને ખબર નહિ. એકલા બાપજી જવાના હતા-કોઇને સાથે લીધેલા નહીં. ફક્ત જગજીવન માસ્તર સ્ટેશને મૂકવા ગયેલા. હવે એ કેવી રીતે ભૂલી ગયા એની એમને ખબર નથી. હું તો કહીશ કે શરીરધારી હોવા છતાં શરીર વગરના હતા. દેહધારી હોવા છતાં દેહભાન વગરના હતા.

દેહભાન, દેહભાવ અને દેહભાસ રહિત. 'મા'ને પગે લાગવાનું ભૂલી ગયા. સ્ટેશને ગયા તો ગાડીમાં બેઠાં ને યાદ આવ્યું કે, માસ્તર! હું માજીને પગે લાગવાનું ભૂલી ગયો. આવો દેવ કોટિનો પુરુષ- માનવતાના તળિયે આવીને તમને કહે છેઃ "હું મારી 'મા'ને પગે લાગવાનું ભૂલી ગયો" એ એને યાદ આવે છે. માનવતાનો પહેલો ધર્મ આ છે-માનવતાની અને ધર્મની મા-બાપ અને ઘરથી શરૂઆત કરવાની છે અને પછી એનો પરિપાક થાય એટલે એ વિશ્વમાં વિસ્તરે.

બાપજી કહે હું પગે લાગવાનું ભૂલી ગયો તો મારા માજીને જઇને કહેજો કે મને માફ કરે અને મારા પ્રણામ કહેજો. દેવપુરુષ થઇ આવો માનવધર્મ આચરી બતાવ્યો.

આપણે આ માનવધર્મ ભૂલી ગયા, હર પળે ભૂલી જઇએ છીએ. આપણે તો આ વિશ્વના મંદિરને પવિત્ર રાખવા માટે અને તે પવિત્ર રહે તો જ તમે પવિત્ર રહી શકો અને

માનવમાંથી દેવ બની શકો, એટલા માટે આપણે આ પૂજન કરીએ છીએ. માનવતાના ધર્મો આચરવાના ચૂકી ગયા ને પૂજનની શુષ્ક ક્રિયા રહી ગઇ. ભગવાનનો એક શ્લોક છેઃ

અપહાય નિજ કર્મ કૃષ્ણ કૃષ્ણેતિ વાદિનઃ ।
તે હરેર્દ્વેષિણો મૂઢા ધર્માર્થં જન્મ યદ્ધરે ॥

નિયતિએ નિર્માણ કરેલ પોતપોતાના કર્મ-ફરજ છોડી જેઓ માત્ર ભગવન્નામનો ઉચ્ચાર જ કરે છે તે પ્રભુના દ્વેષ્ટા છે. પ્રભુનું અવતારકર્મ ધર્મસંસ્થાપના દ્વારા જગતરક્ષણનું છે. તે ધર્મકામમાં પ્રેરણા મેળવવા માટે પ્રભુનું નામસ્મરણ છે. પ્રભુનું સાચું પૂજન-

યેન કેન પ્રકારેણ યસ્ય કસ્યાપિ દેહિનઃ ।
સંતોષં જનયેત્ પ્રાજ્ઞસ્તદેવેશ્વરપૂજનમ્ ॥

પોતાને આપેલી કોઇ પણ સંપત્તિથી, કોઇ પણ પ્રાણીની આંતરડી ઠારવી તેનું નામ જ સાચું ઇશ્વરપૂજન છે, ને એવી એક પણ વ્યક્તિ નહિ મળે કે જેને પરમાત્માએ કંઇને કંઇ સંપત્તિ બક્ષી જ ન હોય.

ભગવાને તો આ માનવધર્મ અને માનવતાને આચરવા માટે આપણને મૂક્યા છે. આ પૂજન તો દેવત્વની પ્રાપ્તિ કરવા માટે જ છે. એ જે ચરણપાદુકા ચરણમાં પહેરીને આમ ચાલ્યા, જે આચરી બતાવ્યું તે માર્ગે તમે બધા ચાલો, આચરો. દેવપુરુષ પોતે જે માર્ગે ચાલ્યા છે તે જ માર્ગે એણે તો તમને લઇ જવા છે. તેમનું એક ભજન છેઃ

દિલરુબા દિલકી સુનાઉં, સૂનનેવાલા કૌન હૈ?
જામે હક્ક ભર ભર પીલાઉં, પીનેવાલા કૌન હૈ?

આપણે બધા આ માયામાંથી ઊંચા આવ્યા નહિ, અને એને સમજી શક્યા નહિ. એ તો એની દિલરુબા સંભળાવવા આવ્યો હતો. એણે તો બધાંને દેવ બનાવવા છે. “પરસ્પરદેવો ભવ ।” બધા દેવ બની જાય. હું જ્યાં બેઠો છું, જે શિખર પર છું, સ્વાનંદ સમ્રાટ છું, તેવા જ બધા બની જાય. આગળ કહે છે કે ઇશ્વરી પ્રેમનો પ્યાલો ભરી ભરીને પિલાઉં, પણ પીવા માટે છે કોઇ બંદો તૈયાર?

દુનિયાના ભોગોમાં ફસાયેલા લોકોને બહાર નીકળવાનું મન થતું નથી. તેને સાચું સુખ, પરમાત્માનું સ્વરૂપ જોઇતું નથી. આવો દેવપુરુષ અહીંયાં તમારી વચ્ચે આવ્યો અને માનવતાના ધર્મને પોતે આચરી બતાવ્યા. પોતાના માજીને પગે લાગવાનું ભૂલી ગયા એમાં શી મોટી વાત થઇ? આપણે ક્યાં માને પગે લાગીને રોજ ઘરમાંથી બહાર નીકળીએ છીએ? પોતે દેવપુરુષ છે. જેને શરીરનું ભાન નથી તેવા દેવને સ્ટેશને ખબર પડી કે હું માને પગે લાગવાનું ભૂલી ગયો. ગદ્ગદિત થઇ ગયા. આટલું બારીક ધ્યાન રાખીને, વ્યવહારમાં માનવતાના ધર્મો સૌને શિખવાડતા હતા અને શિખવાડે છે, અને આપણે આ બધા ધર્મો ખોટા માનીએ છીએ. આપણે તો માનીએ છીએ કે હું મારા ઘરનો કચરો વાળીને પડોશીના ઘરે કે આંગણે નાખીને પણ મારું ઘર તો ચોખ્ખું રાખું જ છું ને! પણ જે દિવસે એ કચરાનો મોટો ઢગલો થશે ત્યારે પહેલી દુર્ગંધ તમારા ઘરે તમારા ઉપર આવશે. આ ભૂલી ગયા છીએ. વિશ્વને ચોખ્ખું, પવિત્ર ન રાખી શકો તો કંઇ નહિ, પણ એમાં બગાડો ના કરશો. બાપજીએ આ પૂજનો એટલા માટે આપ્યાં છે. પોતે માનવધર્મને સરળતાથી આચરી બતાવ્યો છે. આવા તો એમનાં અનેક દ્દષ્ટાંતો છે. તમને એ બધી વાતો હું ક્યાં કહું? સમય પણ ક્યાં છે?

બાપજી હર કોઇ સ્થિતિમાં, હર પળે આનંદમાં રહેતા તેવું દ્દષ્ટાંત તમને કહું. સંતપુરુષ કોઇના ઘરે જાય ત્યારે તેમના ઘરમાં જેવું હોય-જેવી સ્થિતિ હોય તેને અનુકૂળ થઇ જાય. બાપજી માટે તો નવા નવા ચાંદીના વાસણો-મોટા મોટા મહેલોમાં મુકામો લોકો રાખતા, છતાં બાપજી ગરીબોને ઘરે પણ જતા. ઝૂંપડીમાં જઇને તેના ખાટલા પર જૂનો કામળો હોય તો તેના પર આસન મૂકીને બેસતા. અને પાશેર દૂધ જ પીએ. કેટલીક વાર તો મહેલો મૂકીને ગરીબોના ઘરે જતા.

એક વખત ૧૯૬૨માં સતાધારમાં સ્ટેશન માસ્તરને ત્યાં મુકામ. હું ત્યાં બાપજીને લેવા ગયેલો. સ્ટેશન માસ્તર સાવ સાદા-ભોળા-બ્રહ્માનું માણસ. એને બાપજીના મુકામની ગંભીરતાની કાંઇ ખબર નહિ. બાપજીનું શરીર તે વખતે હૃષ્ટપુષ્ટ. આંખ ઊંચી કરે તોય ભય લાગે એવું સુઘાટીલું શરીર હતું. એને બેસવા-સૂવા માટે માસ્તર પાટ લાવેલા. પાટ પણ બોડાણાની વ્હેલ જેવી. બાપજી બેસે, પાસું ફેરવે-ઉધરસ ખાય તો

ચારે પાયા કિચડુક બોલે. ભાંગી જશે તેવું લાગે. રોજ સાંજે માલીશ કરી, માથે તેલ નાંખી બાપજીને પગે લાગી, હું ને ભાલભાઇ છૂટા પડીએ. બાપજી સૂઈ જાય, પાસું ફેરવે એટલે પાટ કિચડુક બોલે. અમને હસવું આવી ગયું. બાપજી કહે શાનું હસવું આવે છે? તમને શું ખબર પડે? આ અવધૂતને મીઠી નિંદર આવેને એટલા માટે પાટ હાલરડું ગાય છે. જેને પાટના કિચડુક-અવાજમાં હાલરડું સંભળાય તે આનંદસ્વરૂપને શું કહેવું? મારા જેવો બબૂચક સાધુ હોય તો યજમાનને ગાળો દે. મારા માટે કેવું લાવવું પડે તેની ખબર નથી પડતી? ધમકાવી નાંખે. પણ આઠ દિવસના મુકામમાં એક અક્ષર પણ નથી બોલ્યા. સામાને ઘરે જે વસ્તુ હતી તે ચલાવી લીધી.

આપણને શિખામણ આપી વ્યવહારધર્મ બતાવ્યો કે કોઈના પણ ઘરે જાવ તો તેની પરિસ્થિતિનો વિચાર કરીને રહેજો. એ આનંદસ્વરૂપે આવો માનવધર્મ આચરી બતાવ્યો છે. એવા દેવપુરુષ પાસે આ શરીરને ક્યાંક બેસવા મળ્યું તો એનું ફળ હું શું કહું? મારી લાયકાત વગર બાપજીએ મને એનો ગણ્યો છે. આપણે બધા આ નવા વરસના આજના પૂજનથી, બને તો જગતને પવિત્ર રાખવાનો સંકલ્પ કરીએ. તમારાથી સચવાય તેટલું સાચવજો. અલ્પધર્મ પણ આચરશો તો અનલ્પ થશો, તો જ આજનું પૂજન સાર્થક થયું ગણાશે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

લાભપાંચમ, ૨૦૪૧ — જયપ્રકાશ દવેને ત્યાં, કલોલ

# (૧૫)
# ગુણગ્રાહી અવધૂત

અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !

શ્રીમદ્ પરમ સદ્‌ગુરુ શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ કી જય.

શ્રીમદ્ સદ્‌ગુરુ શ્રી રંગ અવધૂત ગુરુમહારાજ કી જય.

ગુરુદેવ દત્ત, ગુરુદેવ દત્ત, ગુરુદેવ દત્ત. નર્મદે હર.

ગુરુર્મે સર્વસ્વં ગુરુમિહ ભજે તેન ગુરુણા<br>
સદા સખ્યં મે સ્યાત્ પરમપિ નમો મેઽસ્તુ ગુરવે ।<br>
ગુરોસ્તત્ત્વં નાન્યદ્ ભવભયહરં નામ ચ ગુરો-<br>
ર્ગુરૌ ચિત્તં મે દ્રાગ્ વિશતુ હ્યભયં મે કુરુ ગુરો ॥

તમને શું સંબોધું? સંબોધવા માટે મારી પાસે વાણીમાં આવે એવા કોઇ શબ્દો નથી, એટલા માટે કે આ શરીરને જન્મ આપનારી મા તો ચાલી ગઇ છે, પણ મારી ગુરુ 'મા'નું સ્વરૂપ તમારા બધાંની અંદર અત્યારે મને માતૃસ્વરૂપે દેખાય છે અને એ રીતે તમોએ બધાંએ મારા પ્રત્યે પ્રેમનું જે પૂર વહેવડાવ્યું છે, એનો હું શું પ્રતિભાવ આપું?

હું દુઃખી એટલા માટે છું કે મને એક પ્રસંગ યાદ આવ્યો છે ગુરુમહારાજનો. મારી મોટી લાયકાત આંકીને બધા વિદ્વાનો, વૃદ્ધો અને ભક્તોએ મને આમ ઊંચકી લીધો છે-વહાલ કર્યું છે.

મારી એક નાનકડી સેવાનો ગુરુમહારાજે સ્વીકાર કર્યો તે સેવા તો માત્ર રાજગરાના દાણા જેવડી કહેવાય. રાજગરાનો દાણો માનો પણ-ગુરુમહારાજ મારા ઉપર જે વરસ્યો છે-તે તો આ જગતમાં ન સમાય તેવી વાત છે. મારું વિધાયક (Positive) પાસું તમને બધાંને ખબર છે. મારા ગુરુમહારાજ મારી નાનકડી સેવાને લક્ષ્યમાં લઇને આપની આગળ કંઇ બે શબ્દો મારે માટે બોલ્યા હોય તેનો પ્રતિભાવ આજે મને દેખાય છે, પણ મારું એક નકારાત્મક-નિષેધાત્મક (Negative) પાસું પણ છે. મેં

ગુરુમહારાજની સેવા કેવી કરી છે એ તો મને ખબર છે. ગુરુમહારાજે મારી સારી સેવા બધી ધ્યાનમાં લીધી છે, પણ મારા બબૂચક વાટે થઇ ગયેલા કેટલાક ગોટાળાઓ-મેરુ જેવડી ભૂલોને એણે ક્યાંય ગણકારી નથી, નજરમાં લીધી નથી અને કોઇને વાત પણ કરી નથી. આજે એ વાત કરવા માટે હું અહીંયાં ઊભો થયો છું અને એમાંથી આખા વિશ્વને ભાથું મળે એટલું બધું એમાં છે.

એક વખત હું નારેશ્વર સેવામાં હતો. બાપજીને પગે મચકોડ આવેલો. ખૂબ જ કપરી સેવા મારા હાથમાં આવી. મારે આવળને લસોટી, ગરમ કરી, હળદળ નાંખીને લગાડવાની અને એ અરસામાં બાપજીને મૌન. હું તો આ ગરમ કરીને જાઉં. સાંજના બરાબર સાડા ત્રણ વાગે સ્નાન કર્યા પછી ગુફા પાસે ખુરશીમાં બેઠા હોય-મરાઠી પેપર 'મરાઠા' વાંચતા હોય અને બાપજી પગ નીચે મૂકે. મને સમજાય તેવું ગરમ ગરમ હું લગાવ્યા કરું. આ લગાવ્યા પછી એક છાણું સહેજ આગળથી સળગાવીને લાવવાનું અને તે છાણું બાપજીના હાથમાં આપું એટલે બાપજી પોતે પગની જે મચકોડાયેલી જગા અને લગાવેલી આવળ એના પર પોતે શેક કરે.

પહેલા દિવસની આ વાત છે. મરાઠા પેપર હાથમાં હોય, એક નજર એમની વાંચવામાં અને એક નજર શેક કરવામાં, પણ કંઇ બરાબર ફાવ્યું નહિ એટલે આ કાર્ય મારા કમબુદ્ધિના હાથમાં સોંપ્યું. તમને આ કામ નાનું લાગે છે પણ ઘણું મોટું છે, કારણ કે પગ એનો છે, છાણું મારા હાથમાં છે. ગરમી એટલી જ આપવી જોઇએ કે જેથી દઝાય નહિ, અને સુકાવું પણ જોઇએ. આમ હવે વાંચતાં એમને તકલીફ લાગતાં પેલું છાણું મને હાથમાં આપ્યું અને મને અહીંયાં હૃદયમાં ધ્રાસકો પડ્યો કે બાપજીએ ગજબ કરી નાંખ્યો. છાણાથી પાછો શેક આપવાનો-એટલે પાછો શેક ઓછો પડે તો આમ આંખ કરે-મૌન હોય તોયે-એ તો હવે જેણે જોઇ હોયને તેને જ એમની આંખની ખબર પડે. વીજળીનો કડાકો થાય અને આખું બ્રહ્માંડ તૂટી પડે તેવી એ વખતની એમની તેજસ્વી આંખની વેધકતા.

હવે પેલું છાણું મારા હાથમાં આવ્યું. આમ થોડી ક્ષણ જતાંની સાથે તો મેં એને બહુ સાચવીને શેક કર્યો, પણ એક જગ્યાએ સહેજ ગરમી વધુ લાગતાં પગ એક ઇંચ

જેટલો બાપજીએ ખેંચી લીધો અને એનો પગ જ્યાં એક ઇંચ ખસી ગયો ત્યાં તો મારે માથે જાણે બ્રહ્માંડ તૂટી પડ્યું-અરેરે! હું બાપજીને જાળવવામાં નિષ્ફળ ગયો. મને મારી મેરુ જેવડી ભૂલ સમજાઇ ગઇ કે મેં ગજબ કરી નાંખ્યો. મેં આ વિશ્વંભરને આજે દઝાડી દીધો છે. એને મૌન છે એટલે બોલતો નથી. આ ભાવ જાગ્રત થતાંની સાથે મારા હૃદયમાં એટલો બધો પશ્ચાતાપ થયો કે આજે હું એનું વર્ણન નહિ કરી શકું, પણ એ પશ્ચાતાપની સાથે મારાં કેટલા પાપ બાપજીએ એ ક્ષણે જ ધોઈ નાંખ્યાં. આમ આંખ મીંચીને ખોલું એટલી વારમાં મને સમજાઇ ગયું કે આજે મેં શું કરી નાંખ્યું? મેં બાપજીને દઝાડી દીધા. આખા જીવનમાં કોઈએ નહિ દઝાડ્યા હોય! મારું કેટલું ખરાબ નિષેધાત્મક (Negative) પાસું?

આજે મારી સેવાથી તમે બધા ફુલાઓ છો પરંતુ એક પણ માણસની આગળ બાપજીએ વાત કરી છે કે, મને આ છોકરાએ દઝાડ્યો છે? આ તો બબૂચક છે. જો કે હું સાવધ થઈ ગયો, સાવધ તો ઘણો બધો થઈ ગયો-અરે એણે કરી દીધો હોં-હું મારી જાતે સાવધ થયો એમ કહુંને તો તો હું પાછો એનો એ. હવે એનો જરાયે પગ ઉપડી જાય તો તો મારે મરી જ જવું જોઈએ-મારો પ્રાણ નીકળી જવો જોઈએ. મારા ચિત્તમાં એવો એક ભાવ જાગ્રત થયો. છાણું મારા હાથમાં છે, તે વડે શેક ચાલુ કર્યો ને હું-બાપજી અને એમનો ચરણ-બસ એકતાર બની ગયા. બાપજી તો એવી દિવ્ય વિશ્વ વિભૂતિ હતી કે એના શરીરની આરપાર આ વિશ્વસત્તા પ્રસરેલી હતી. વિશ્વસત્તા સાથે એકતાર હતા. મારી સાથે પણ બાપજી એકતાર હતા. એના ચરણમાં મારા અંતઃકરણની બધી જ વૃત્તિઓ-બધી ઇંદ્રિયો એકી સાથે એની સાથે જોડેલી હતી. હવે એને ક્યાંય વધારે ગરમી ન લાગવી જોઈએ. એને કાંઇ થવું ન જોઈએ અને થાય તો ખલાસ થઈ ગયું. પશ્ચાતાપ તો અંદર સળગતો હતો. એ પછી પોતે કૃપા કરી પગ ફરીથી ક્યારેય ન ઉપાડ્યો.

આ નાનકડી વાત હોવા છતાં મારે મન મેરુ જેવડી બની હતી. એને મેરુ જેવડી કેમ કહું છું કે એ વખતે મારું એમની સાથે ને પગની સાથે જે જોડાણ થયું તે અજબનું હતું, અગમ-અકળ હતું. વિશ્વસત્તાનું મૂર્ત સ્વરૂપ ગુરુમહારાજ અને વિશ્વસત્તાને હૃદયની

કેદમાં પૂરનાર હું એ વિશ્વસત્તાની સાથે જોડાણ પામ્યો એના ચરણમાં અને બાપજીએ આ વિશ્વસત્તા સાથે મને એકતાર કર્યો તે ક્ષણે જગત જ નહીં. આવો હું બબૂચક હોવા છતાં આજે તમે બધા ફુલાઓ છો.

મારો ગુરુમહારાજ બોલ્યો છે તેવું પળ્યો છે. મને કહે કે ગુણગ્રાહી બનવું, પણ શરૂઆત મારાથી કરી છે. ગુરુમહારાજે મારા બધા જ અવગુણોને છોડી દીધાં છે. આવા બીજાં મારાં બહુ નિષેધાત્મક (Negative) પાસાં છે. આપણે બધા સમયના બંધનમાં છીએ. મારા અવગુણને છોડી દીધા છે. ગુરુમહારાજે એકેય લક્ષમાં નથી લીધા અને મારા ગુણોને ધ્યાનમાં લીધા છે. મારી નાનકડી, સારી વાતને એમણે મહત્ત્વ આપ્યું છે અને મારી આવડી મેરુ જેવડી ભૂલને ક્યારેય લક્ષમાં લીધી નથી. આવા દોષોને ક્ષમા કરનારો-કરુણાનો સાગર-દયાનો મહેરામણ-એવી એક વિભૂતિ તો તમે મને બતાવો! હું શું કહું? એણે મને જે કહેલું કે ગુણગ્રાહી થાઓ તે પ્રમાણે મારા બધા અવગુણોને ભૂલી જઇ એણે મારી નાનકડી બે-ચાર સેવાઓની આવા બધા ભગવાનના માણસો જોડે વાતો કરી છે જેથી આ બધા જ મારે માટે સારું સારું બોલે છે. કોઈને મારા નિષેધાત્મક (Negative) પાસાની ખબર નથી. એ મારો ગુરુમહારાજ જાણે અને હું જાણું. એક પણ નિષેધાત્મક (Negative) પાસુ ગુરુમહારાજે જોયું કે લક્ષમાં લીધું નથી. એના જેવો ગુણગ્રાહી-દેવપુરુષ ક્યાં છે?

ગુરુમહારાજ સમય આપશે તો કોઈ વખત કહીશ-પણ આ બધું કહીને હું કંઇ મારી વાત નથી કરવા માગતો. હું એમ કહેવા માગું છું કે મારો ગુરુમહારાજ કેટલો કરુણાનો સાગર! એક પણ દોષને નજરમાં ન લીધો અને બસ! મારું જે કંઈ વિધેયાત્મક (Positive) પાસું હતું એ બધાની આગળ રજૂ કર્યું, તો આપણે બધા આવા ગુણગ્રાહી કરુણાના સાગરના પુત્રો છીએ.

આ વિશ્વસત્તા સાથે એકતાર થવા માટે-તમે જે સમાજમાં બેઠા છો તેની સાથે એકતાર થવા માટે-એની સાથે સંવાદિતા જાળવવા માટે-તમારે કેવું જીવન જીવવું જોઈએ એનો બાપજીનો મારી સાથેનો આ એક નમૂનો છે. એમણે મારા અવગુણને લક્ષમાં લીધા નથી. આપણે કોઈના અવગુણ હોય તો તે જવા દેવા તો ગુણગ્રાહી બની જઈશું.

---

હવે આ ગુણગ્રાહિતા તો એક એવું મોટું સૂત્ર છે કે એમાંથી તમને બધું જ પ્રાપ્ત થાય. ગુણ એટલે પરમાત્મા. જે સારી વસ્તુ હોય તેનું નામ ગુણ. જગતમાં સારું શું છે? ગુણ, ત્યારે ગુણમય શું? એ પરમાત્મા. સંતો એવા ગુણમય, પરમાત્મામય બનીને તમને બધાને ગુણમય બનાવે છે.

જો આપણે આવા ગુરુમહારાજના કહેવાતા હોઈએ અથવા તો જો આપણે ગુરુમહારાજના છીએ એવું આપણા હૃદયમાં કંઈ હોય તો આ વિશ્વની સાથે-આપણી સાથે આવતા એક એક માણસ સાથેના સંબંધોમાં-આપણું આચરણ કેવું હોવું જોઈએ? પરિવારનાં સાથે તો હોય જ, પણ પરિવાર સિવાયના જગતના કોઈ પણ માણસની સાથે કે પાણીમાત્રની સાથે તમારે વ્યવહાર કરવાનો આવે ત્યારે તમારામાં એટલું તો ખમીર હોવું જ જોઈએ કે હું ખરાબ વર્તન કે વ્યવહાર કરીશ તો વિશ્વસત્તાના મૂર્તસ્વરૂપ મારા ગુરુમહારાજને ખોટું લાગશે. એટલું જ નહિ, એને હું નહિ ગમું. ગુરુમહારાજ તમારા પ્રત્યે એટલી તો આશા રાખે જ કે મારો કહેવડાવે છે અને લોકો સાથે ખરાબ આચરણ-વ્યવહાર કરે છે તે સારું નથી કરતો. હું તો માનું છું કે આપણી તો એવી છાપ ઊભી થવી જોઈએ કે આ કોનો છે? અવધૂતનો? અવધૂતનો છે, ભાઈ! એટલે એનાં તો આવા ઉત્તમ જ આચરણ હોય. એ હલકટ ન હોઈ શકે. આટલી ખુમારી તો આપણામાં આવવી જોઈએ અને બાપજી આપણી પાસે એ જ આશા રાખે છે કે જો મને પ્રસન્ન કરવો હોય તો આ વિશ્વસત્તા સાથે એવી રીતે જીવન જીવો કે તમને કોઈ એમ કહે કે, હા, ખરો છે ભાઈ, અવધૂતનો છોકરો, હોં. આટલી આશા તો છોકરાંની પાસે મા-બાપ પણ રાખે છે કે મા-બાપને સારા કહેવડાવે.

મને બાપજી કહેતા કે તમે બધા જેવા હશો તેવો મારો ઘડો લોકો લેશે, કે એના છોકરાં કેવાં છે? હું જે કહું છું એ બાપજીના શ્રીમુખના શબ્દો છે. એક શબ્દનો પણ ફેર કરતો નથી. તમે મારી જેવી શાખ ઊભી કરવી હોય તેવી કરી શકો છો. આપણું જીવન એવું પવિત્ર અથવા તો એવું સંવાદિતામય થઈ જવું જોઈએ કે જગતમાં જ્યાં જઈએ ત્યાં આપણી સુગંધી ફેલાય અને કોઈ એમ કહે કે કોનો બાળક છે? આ કોનો છે? તો કહે રંગ અવધૂત મહારાજનો. એ અત્યારે અહીંયાં તમારા હૃદયમાં બેઠેલો છે તો એને કેવો આનંદ આનંદ થઈ જાય!

આ કંઈ બચુભાઈની જયંતી કે પ્રેમ અવધૂત મહારાજની જયંતી ઉજવાય છે? ના, ના, ના. આ પ્રેમ અવધૂતને બિચારાને નાંખો ખાડામાં. આ કોની જયંતી ઉજવાય છે? વિશ્વંભર પરમાત્માના બાળકની-મારા ગુરુમહારાજના બાળકની. આજે આ જયંતી ઉજવાય છે તે તો એના ઝાડુ વાળનારની, એનું નાનામાં નાનું, છેલ્લામાં છેલ્લું કાર્ય કરનારની. આ વખતે આ મંગળ દિવસે-મંગળ દિવસ હું એટલા માટે કહું છું કે મારી આ જન્મજયંતી ઉજવીને મારો ગુરુમહારાજ કેટલો રાજી રાજી થાય છે.

પોતાના છોકરાની જન્મજયંતી આવે ત્યારે વિચાર કરજો. એકનો એક છોકરો હોય ત્યારે અથવા બે-ચાર છોકરાં હોય તો પણ એનો જન્મદિવસ આવશે ત્યારે મા-બાપને પોતાના જન્મદિવસનો જે આનંદ હોય તેનાથી દશ ગણો આનંદ થશે.

આજે મારી ગુરુ-'મા' પ્રસન્ન છે. એને થતું હશે કે સાડત્રીસ વરસ પહેલાં અહીંયાં મેં જ્યાં ચરણ દીધેલાં ત્યાં જ આજે હું મારા બાળકની જન્મજયંતી ઉજવી રહ્યો છું. કેવો સુયોગ થાય છે? હું વધારે શું કહું? સમયનો અભાવ છે.

આપણે બધા એવા તો બનીએ- એવી આશા ગુરુમહારાજ રાખી શકે- કે જગતમાં જ્યાં જઈએ ત્યાં આપણા સારા ગુણો વર્તાય-બાપજીની સાથે રહીને કંઈક મેળવ્યું છે તેવું લોકોને લાગે અને એ જો તમારી અંદર આવ્યું હશે તો બાપજી તમારી ઉપર કૃપા ઉતારશે અને રાજી રહેશે-ખુશ રહેશે-કૃપા વરસાવશે. તમારે કોઈની પાસે ક્યાંય જવાની જરૂર નહિ પડે.

આ તો મેં મારા અંતરની વેદના અહીં ઠાલવી છે. અહીં મને મોટો માનીને કંઈ ભાવ રાખતા હોય તો ના રાખશો, ને મેં તો મારા ગુરુમહારાજને આવો દઝાડ્યો છે. પણ જેને મેં દઝાડ્યો એણે તો મને આવું સુઝાડ્યું છે.

મારો ગુરુમહારાજ કેટલો વિભુ છે, મોટો છે? એની ઉદારતા માટે તો હું આપની પાસે ક્યાંથી શબ્દો લાવું? ત્યારે એને વિશે કંઈ બોલવા જઉં તો મારી બધા શબ્દોની સાંકળ ટૂંકી પડી જાય છે-વિશ્વંભર કહું તો હજારો બ્રહ્માંડો પણ મને તો ઓછાં પડે છે- આ તો તમારું એક બ્રહ્માંડ છે. આવાં તો અનંત બ્રહ્માંડોની સાથે હું સરખાવી દઉં, એનામાં મેં જે અનુભવો જોયાં છે-એનામાં જે કંઈ જોયું છે તે બધું જોતાં બધાં માપ ટૂંકા

પડી જાય છે. બસ! તમારા બધાના અંતરમાં હું અત્યારે ગુરુમહારાજ આમ રેલાઈ રહેલો જોઈ રહ્યો છું તે રીતે મારા ગુરુમહારાજના ચરણમાં હું નમસ્કાર કરીને વિરમું છું. બીજું હું શું કહું? હું તો નાનકડું બચ્ચું છું. એના ખોળામાં રહું છું અને સદાને માટે બચ્ચું બનીને રહું એવી આજે ગુરુમહારાજને તમે પ્રાર્થના કરજો-જરાયે વિખૂટું ન પડી જાઉં.

ૐ

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

રવિવાર, ભા.સુ. ૧, ૨૦૪૧ બોરિયા મહાદેવ,
તા. ૧૫-૯-૧૯૮૫ આજોલ (ઉ.ગુ.)
**૫૫મી પ્રેમજયંતી**

## (૧૬)
## અગમલીલા કરી અવધૂત

ગુરુર્મે સર્વસ્વં ગુરુમિહ ભજે તેન ગુરુણા
સદા સખ્યં મે સ્યાત્ પરમપિ નમો મેઽસ્તુ ગુરવે ।
ગુરોસ્તત્ત્વં નાન્યદ્ ભવભયહરં નામ ચ ગુરો-
ર્ગુરૌ ચિત્તં મે દ્રાગ્ વિશતુ હ્યભયં મે કુરુ ગુરો ॥

જેની દિવ્ય લેખિનીએ અમૃત વહાવ્યું તેવા ગુરુમહારાજના શ્રીગુરુલીલામૃતપાનનાં રસભોગી સ્વરૂપોને શું સંબોધન કરું?

વાસુદેવયશઃ ક્વેદં બુદ્ધેઃ ક્વેયં મમાલ્પતા ।
મેરુન્મૂલનમંગુલ્યા હ્યારભે મોહતો ધ્રુવમ્ ॥

**અર્થઃ** પ્રાણીમાત્રમાં નિવાસ કરી તેને પ્રકાશિત કરનાર વાસુદેવનો (નિર્મળ અને અનંત) આ યશ ક્યાં? ને ક્યાં મારી બુદ્ધિની અલ્પતા? સાચે જ, હું આ મેરુને મોહથી- આંગળીથી ખોદી નાંખવાનો પ્રયત્ન કરી રહ્યો છું.

ગુરુમહારાજનાં વિધવિધ પાસાંઓનાં રોજ દર્શન કરીએ છીએ. એનાં અનેક પાસાઓમાંથી કયા પાસાના દર્શન કરાવું તેવી મૂંઝવણ ક્યારેક થાય છે. કારણ કે હાથમાં ફૂટેલું પાત્ર લઇને ભીખ માગવા નીકળેલો ભિખારી, કોઇ શ્રીમંત, સખી દિલના શેઠના ઘર આગળ અકસ્માત જઇ ચઢે ને તે ભિખારીને જોઇને, કોઇ અગમ્ય કારણસર તેના પર દયા કે કરુણા થઇ જાય અને ભિખારીને સીધો જ ઘરમાં બોલાવીને, ઘર તથા ધનના બધા ભંડારો બતાવીને ચાવી પણ આપી દે, તેવું જ મારી બાબતમાં પણ થયું હોય તેમ લાગે છે. મારા હાથમાં તો હતું ફૂટેલું પાત્ર પણ એ કરુણાનિધાનને કોઇ અકળ કારણસર રીઝવાનું થયું અને તેના સાંનિધ્યમાં રાખીને વિધવિધ પાસાંના મને દર્શન કરાવ્યાં. ભિખારી ભંડારો જોઇને જેવો આભો બની જાય તેવો જ હું પણ બની ગયો

હતો. હવે જ્યારે એ વિભુ વ્યક્તિત્વના પાસાને ક્યારેક રજૂ કરવાનું આવી પડે ત્યારે તેને અન્યાય ન કરી બેસું એવી અંતરવ્યથા પણ જન્મે છે.

મારા અનુભવે તો ગુરુમહારાજ કર્તુમ્, અકર્તુમ્, અન્યથા કર્તુમ્ સમર્થ હતો. તેની પાસે જઉં ત્યારે સર્વ વ્યાપાર થંભી જાય ને તેનામાં ખોવાઇ જવાનું મન થાય-ખોવાઇ જવાય. એ એના મૌનમાં મસ્ત અને હું એના મૌનમાં ગ્રસ્ત-બસ જોતો જ રહ્યો એ દેહધારી દેવને-સાચી માનવતામઢી મૂર્તિને. હું તમને જે કહી રહ્યો છું તે મારો અનુભવ છે, હમણાં જ સ્મૃતિ થઇ આવી છે એની પ્રચંડ શક્તિના એક પાસાની.

મારે મહિનો મહિનો સેવામાં રહેવા નારેશ્વર જવાનું થતું. મારા તીર્થરૂપ માતૃશ્રી પણ મારી સાથે રહેતાં. માજીની છેલ્લી માંદગીમાં તો મારાં બા લગભગ અઢી વર્ષ ત્યાં જ રહેલાં. રાજપીપળાવાળા વડીલ શ્રી નંદલાલભાઇ પાઠક પણ તે વખતે ત્યાં જ હતા. પ્રથમ સર્જીકલ કેમ્પ પછીની વાત છે. હું સાંજે નારેશ્વર પહોંચ્યો. સવારથી સેવામાં રહેવાનું થયું. રોજના નિયમ પ્રમાણે બાપજી સવારે ભિક્ષા લીધા પછી થોડીક વાર બહાર બેસે ને લગભગ ૧૧.૩૦-૧૨ વાગે દર્શનીય ત્રિમૂર્તિવાળી ગુફામાં આરામ કરે. તે વખતે શાંતિનિકુંજ ન હતી. બાપજી અંદર ગયા અને અમે ગુરુદેવ દત્ત કહીને જમવા જવા નીકળ્યા. જમીને લગભગ દોઢ વાગે પાછા ડ્યૂટી પર હાજર થવાનું હતું. બાપજી બે થી ત્રણની વચ્ચે બહાર આવે ત્યારે ઓટલા પરના કાચના બોક્ષમાં મૂકેલી પાદુકા બહાર કાઢી નીચે પગથિયા પાસે મૂકીએ એટલે પહેરીને સંડાસ જવા જાય. એ વખતે પાકું બાંધેલું સંડાસ ન હતું. મોદીકાકાની રૂમ આગળના રસ્તે થઇ, પાણીની ટાંકીની પાછળ કરાંઠાના જાજરૂમાં જતા. નિયમ પ્રમાણે હું બહાર બેઠેલો ને બાપજી ગુફામાંથી બહાર પધાર્યા. મેં નિયમ પ્રમાણે તરત જ પાદુકા મૂકી દીધી.

રોજ તો પગથિયાં ઉતરીને પાવડી પહેરે પણ આજે તો નીચે ન ઉતરતાં બહારની બેઠક પર બેઠા. મને પૂછ્યું કે બપોરે કોણ કોણ આવ્યું છે? રોજના નિયમ પ્રમાણે જે આવ્યાં હતાં તેમના વિશે કહેવા જેવું હતું તે બધું જ મેં કહ્યું. પછી મને કહે કે જોને આ આંગળી પર વાગ્યું છે. હું તો પગથિયાં ચઢીને ઉપર જઇને જોઉં તો લગભગ અડધી

આંગળી સુધી ઘા પડ્યો હોય તેવું જોયું ને મારાથી બોલાઇ ગયું કે બાપજી! આપને તો ઘણું જ વાગ્યું છે. બાપજી કહે 'એમ!' અને એવું બોલીને પોતે આંગળી જોવા લાગ્યાં. આટલું વાગ્યા છતાં આંગળી પર જોયું ન હતું. દેહભાન રહિત અવસ્થા પ્રત્યક્ષ અનુભવી. મેં કહ્યું કે બાપજી કેવી રીતે વાગ્યું? તો કહે કે આ ગુફાની અંદર ગયો ને પાણીની તરસ વારંવાર ન લાગે એટલે પાણીમાં લીંબુ નીચોવીને પાણી પીતો તે પ્રમાણે લીંબુ કાપવા ગયો ને લીંબુ છટકી ગયું, એટલે ચપ્પુ આંગળી પર વાગ્યું. મેં કહ્યું, અમને બૂમ મારી હોત તો? અમે થોડી વાર તો ઊભા જ હોઇએ છીએ. તો કહે કે નાહક તમને ક્યાં બોલાવું? મેં તો લોહીની ધાર થઇ એટલે ટાંકીનો નળ ખોલીને નીકળ્યું ત્યાં સુધી તેને જવા દીધું અને પછી સૂઇ ગયો. તે જ વખતે મેં બોરસલીના ક્યારામાં જઇને જોયું તો માટી ઉપર સાધારણ લાલ થયેલું હતું. કલ્પના કરો કે કેટલું બધું લોહી વહી ગયું હશે?

દેહમાં વસી, દેહાતીત અવસ્થા જીવી ગયો-એ અવધૂત. દેહધારી છતાં દેહભાન વગરનો હતો. જ્ઞાનીઓના ચરણમાં કોટિ કોટિ વંદન હો! આપણે તો મન અને દેહની સાથે જ જીવીએ છીએ. પછી બાપજી મને કહે કે જેને લીંબુ કાપતાંય ન આવડે તેને તમે બધા વળગી પડ્યા છો એમાં તમારું શું કલ્યાણ થવાનું છે? અને પછી ગંભીર થઇને બોલ્યા કે મારી આંગળી કપાઇ તો કોઇનું માથું કપાતું બચી ગયું હશે. હું તો એમના મોં પરના ભાવો વાંચતો જ રહ્યો. ક્ષણે ક્ષણે નિત નૂતન ભાવોનાં દર્શન થતાં રહેતાં. માથું કપાવવાની વાત તે વખતે ગંભીર લાગેલી નહિ.

આપણને વાગ્યું હોય તો બૂમાબૂમ કરી મૂકીએ, પાટો બંધાવીએ, ઇંજેક્શન લેવા દોડી જઇએ, ગભરાઇ જઇએ પણ એના શાંતિના સાગરમાં જરાય હલનચલન ન હતું. હજુ તો બહાર બેઠા જ છે, અને મને પૂછે કે શું બાંધીશું? મેં તો ઝટ દઇને બાલીશતાથી કહી દીધું કે બાપજી અમારા ગામડામાં તો દિવેલ ગરમ કરી, કકડાવી, ઠંડુ પાડીને પાટો બાંધીએ છીએ. ચારથી છ ઇંચના ઘાને દિવેલથી રુઝાઇ જવાનો જાત અનુભવ છે. રુઝતાં પંદર દિવસ લાગી જાય પણ ઇંજેક્શનની જરૂર ન પડે. દિવેલનો એક મહત્ત્વનો ગુણ એ પણ છે કે એ ધનુરને ઉપડવા ન દે. ઘણા ઓછાને આ ખ્યાલ હશે કે દેશી

ઉપચારોમાં આવા ગુણ છે. મેં કહ્યું કે બાપજી ગામડામાં સુથારને હથિયાર વાગે તો દિવેલ જ બાંધે. અગાઉના સમયમાં ધનુરના ઈંજેક્શન નહિ હોય એટલે આવી દવાઓ કરતા હશે. બાપજી કહે, "એમ! ત્યારે આપણે ખાસ તમારી જ દવા કરીશું." મેં કહ્યું કે બાપજી! હાલ જ તૈયારી કરી લઈ આવું. બાપજી કહે, અરે! પણ ઉતાવળ શું છે?

આપણે વિચારવા જેવું છે કે આટલું બધું વાગ્યા પછી આંગળીનો ઘા ખૂલ્યો છે. જો પવન ભરાઇ જાય તો મટે નહિ પણ એની સાથે તેમને કંઇ જ લેવા દેવા નથી. મને કહે, 'જો હું ડોલડાલ-(સંડાસ) જઇને આવું, પછી સ્નાન કરી લઉં એટલે પછી તું તૈયારી કર અને આપણે પાટો બાંધી દઇશું. મારે કેવી રીતે કહેવું કે હાલ જ બાંધી દઉં. મેં કહ્યું કે સારું એમ કરીશું. સાચું કહું ભાઇઓ! બાપજી જેટલા સરળ હતા તેટલા જ અવળચંડાઇમાં પણ પાવરધા હતા. વધુ કહેવા જઇએ તો પાટો જ ન બાંધવા દે એટલે મારે તો "કરિષ્યે વચનં તવ" તેમ કરવું જ રહ્યું. બાપજી માટે અજુગતું બોલી જવાય તો તમે બધા મને માફ કરજો પણ હું તો તેની પાસે રહ્યો છું જ આવી બાલીશતાથી. હૃદયના ભાવોને રોકી શકતો નથી. તે મને તું પણ કહેતા અને તમે પણ કહેતા. તમે કહે ત્યારે મને ન ગમે, મને એવું થાય કે પોતાના અંગત માણસને આપણે તું કહીએ છીએ, તમે નથી કહેતા. એટલે વધુ વહાલમાં તો 'તું' જ શોભે છે. બાપજીએ પણ "પણ શું લવું આ ક્યાં ન તું" દત્તને કહ્યું જ છે ને! બસ! આવા ભાવથી જ હું તેને તું કહી દઉં છું. મેં બાપજી પર હરિદ્વાર લખેલા છેલ્લા બે પત્ર-જે હાલ છે પણ ખરા, તે પત્રમાં મેં બાપજીને 'તું' થી સંબોધન કરેલું અને ઠપકો પણ લખેલો છે અને મહેણાં પણ મારેલાં છે. મૂળ વાત પર આવીએ તો પછી બાપજી ડોલડાલ જવા ઉઠ્યા. સાથે જતાં વાતો કરી. આવ્યા અને સ્નાન કર્યું, ત્યાં તો માજીને ખબર પડી. આ તો 'મા'નું હૃદય હતું ને! માજીના મોંના ભાવ અકળ રહ્યા. એ વખતે ત્યાં નંદલાલભાઇ પણ હતા. તેથી હું પાણી પીવા માટે મારાં બાની રૂમ પર ગયો. તે અરસામાં બાપજી માજીની રૂમમાં છાસ કે ફળના રસ જેવું કંઇક પીતા તે પીને બહારા બેઠા. તે દરમિયાન મોદીકાકા બેન્જોઇન, રૂ, પાટો વગેરે લઇને આવ્યા. મોદીકાકાને બાપજીએ કહ્યું કે આ વખતે બચુભાઇની દવા કરવાની છે. તમારું આ બધું પાછું લઇ જાઓ.

મોદીકાકાએ તો નંદલાલભાઇને મને બોલાવવા મોકલ્યા ને મોદીકાકા તેમની રૂમે ગયા. હું નીકળતો હતો ને નંદલાલભાઇ આવ્યા અને મને કહે કે બાપજીને તમારી દવા કરવાની છે અને તેથી મોદીકાકાને દવા લગાડવાની ના પાડી દીધી છે. હું તો ઉતાવળો ગયો. મેં કહ્યું કે બાપજી! બેન્જોઇન નથી લગાડવું? લગાવી તો જોઇએ? તો બાપજી કહે કે 'ના.' તું કહે તે જ દવા કરવાની છે. જા જલદી આવી જા. હું દિવેલને કકડાવી પાટો લેવા મોદીકાકા પાસે ગયો. મને રૂ તથા પાટો આપ્યો અને બોલ્યા, આજે તો ભાઇ બાપજીને તમારી દવા કરવાની છે.

સાચું કહું ભાઇ! મોદીકાકાની રૂમથી આવતાં વિચાર આવ્યો કે મારા અનંત પુણ્યનો ઉદય થયો કે જેવી રીતે દ્રૌપદીએ કૃષ્ણને પાટો બાંધ્યો તેવો જ દિવસ આ દ્રૌપદીને આવ્યો. બાપજીને વાગવાનું દુઃખ ક્ષણભર ભૂલાઇ ગયું. કૃષ્ણ અને દ્રૌપદીના વિચાર કરતાં, વિચાર વમળમાં ચઢી ગયો ને આંખમાં આંસું પણ આવ્યા. પાટો બાંધતો જાઉં ત્યાં વિચાર થયો કે દ્રૌપદીને પાટો બાંધતા જે ભાવ થયો હશે તે તો દ્રૌપદી જ જાણે પણ મને તો જાત અનુભવ થયો. ભાવ ઊભરાતો ગયો ને પાટો બાંધતો રહ્યો. દ્રૌપદીની તો દુઃશાસને સાડી ખેંચી તે પછી શ્રીકૃષ્ણ પ્રભુએ તેના ચીર પૂરીને લાજ રાખી પણ આ દ્રૌપદીની તો કોઇ દુઃશાસન કદાચ સાડી ખેંચે તે પહેલાં જ સાડીઓનો ઢગલો કરી રંગરૂપી કૃષ્ણે લાજ રાખી છે, નહિ તો આ સમાજમાં આ બિચારી દ્રૌપદીનું શું ગજું? દ્રૌપદીએ તો ભગવાનને એક જ પાટો બાંધ્યો હશે જ્યારે મેં તો અંદાજે ચોવીસ પાટા બાંધ્યા હતા. દુઃખ અને આનંદ બંને ભાવો હરિફાઇ કરતાં રહ્યાં. મારાં હૃદયનાં ભાવોને બાપજી વાંચતા ગયા અને વચ્ચે જ બોલ્યા કે ખેંચીને બાંધજે હાં, પાટો છૂટી ન જાય. ખેંચીને બાંધવાથી એને દુઃખે તેની એને પડી ન હતી. હું દુઃખે નહિ તેથી ગભરાતો ગભરાતો બાંધતો ગયો. મારી આગળ આંગળી રાખીને સામે જોતાં બેસી રહેલા. પાટો બાંધવાનું થતાં જ કહે કે પાકશે તો નહિ ને? મેં તો ઝટપટ કહી દીધું કે ના બાપજી! નહિ પાકે. સાચું કહું! ના પાકે એવું ખ્યાલ વગર બોલતાં તો બોલી ગયો પણ પછી યાદ આવ્યું કે થોડુંક પણ પાક્યા વગર તો રહે જ નહિ.

હવે જો બોલ્યા પછી પાછો વળી ગયો હોત તો સારું હતું પણ આ ભાઈ તો અહંનું પૂતળું ખરાને! બાપજી આગળ મૂછો નીચી થઈ જાય ને! મનમાં ભય તો થયો કે જો પાકશે તો બચુભાઈ! તમારી શી દશા થશે? બાજી બગડી જશે ને આપણી હોશિયારી બધી અવળી નીકળી જશે. હવે શું કરવું તેમ વિચારતો હતો. બાપજી ઊઠીને ગુફાની બાજુમાં ખુરશી પર દરરોજ સાંજના બેસતા તે પ્રમાણે બેઠા. મારું મનોમંથન ચાલુ જ હતું કે બાપજીને તો જરા વાગે તો પણ પાકતું હતું તો હવે આપણું તો આવી જ બનવાનું. આપણે બરાબરના સાણસામાં આવી ગયા. કરવા ગયા દવાની હોશિયારી, પણ બરાબરના ફસાયા. આ બધા વિચારો અને ભાવો બાપજી વાંચતા જ હતા. ગુરુમહારાજ તો કલ્પવૃક્ષ હતા ને છે. મને થયું કે મારાથી મેરુ જેવડી મોટી ભૂલ થઈ ગઈ પણ હવે ન પાકે તે માટે શું કરવું?

એક વિચાર આવ્યો કે જપ કરું તો નહિ પાકે. એવા જપ કરું કે મારા ગુરુમહારાજને પાકશો નહિ, પણ મારે જપ કરવા તો કોના કરવા એ વિચાર આવ્યો. આમ જપ કોના કરવા ને શું કરવા તેમાં પાછો ગૂંચવાયો. ત્યાં જ એક સરસ વિચાર સૂઝ્યો. જપ પણ ગુરુમહારાજના નામના અને મટાડવાનું પણ તેને જ. 'ગુડાચા ગણપતિ ને ગુડાચા નૈવેદ્ય' એટલે કે ગોળના ગણપતિ ને ગોળનું નૈવેદ્ય. તેને મટાડવા તેના જ જપ કરું. બંને એક જ ને! "શ્રી રંગઃ શરણં મમ ।" આ મંત્રનો જપ તરત જ શરૂ કર્યો. સતત જપ ચાલુ રાખ્યા. હરતાં, ફરતાં, એક જ રટણ, 'હે મારા બાપજી! તમને પાકશો નહિ.' જૂઠા પડી જવાય નહિ ને પોતાનો વટ જાય નહિ એવા અભિમાનમાં જપ ને ભાવ સતત થયા કરે કે હે ગુરુમહારાજ! તને ના પાકજો. મને મનમાં એવું થાય કે જો ના પાકે તો બંદાનો વટ પડી જાય. અંદાજે આઠ દિવસ પાટો બાંધ્યો. દિવસમાં ત્રણ વાર પાટો બાંધતો. સવારે, બપોરે ચાર વાગે અને રાત્રે. રાત્રે સૂઈ જાય ત્યારે બાંધેલો પાટો સવારે હોય જ નહિ, નીકળી જ ગયો હોય. મને કહે કે કેવો બાંધ્યો'તો? પાટો જ નથી ને! ખૂલી જાય છે. મેં કહ્યું કે બાપજી! પથારી નીચે આ પડ્યો. તે વખતે બાપજી ગુફાની આગળ સૂતા. આવો ક્રમ ચાલુ જ રહ્યો.

મહત્ત્વની વાત હવે આવે છે કે જ્યારે આંગળી કપાઇ ત્યારે મને કહેલું કે કોઇનું માથું કપાતું બચી ગયું હશે. પ્રથમ રાત ગઇ અને બીજા દિવસે બાપજી દસેક વાગે ભિક્ષા લેવા માજીની રૂમે ગયા. ત્યાં જ રાજપીપળાથી એક ભાઇ આવ્યા. હાંફળા ફાંફળાં થઇને પૂછે છે કે "બાપજી ક્યાં?" મેં કહ્યું કે ભિક્ષા લેવા ગયા છે. બેસો, હમણાં જ આવશે. એ ભાઇ ઊંચાનીચા થતા હતા ત્યાં બાપજી પધાર્યા. ખુરશી પર બેઠા. પેલા ભાઇ તો પગે લાગીને ગભરાતાં ગભરાતાં બોલ્યા, "બાપજી! એક સમાચાર લઇને આવ્યો છું." બાપજી કહે "શું છે?" એ ભાઇ બોલ્યા, "બાપજી! આપણા પ્રાગજી મિસ્ત્રીનો છોકરો, ગઇ કાલે બપોરે બેન્સામાં (લાકડાં વહેરવાની કરવતમાં) આવતાં આવતાં રહી ગયો. કોઇએ એને ઊંચકીને બહાર ફેંક્યો હોય તેવું થયું. જો તેવું ન થયું હોત તો કરવતમાં ડોક કપાઇ જાત. કેવી રીતે બહાર ફેંકાયો તે ખબર પડી નથી." બાપજી તો સાંભળી રહ્યા અને ફક્ત આટલું જ બોલ્યા કે "ગુરુમહારાજ છે ને આપણો." જગજીવનભાઇ માસ્તર અને વડીલ નંદલાલભાઇ પણ ત્યાં જ હતા. આંખો આગળથી તે દૃશ્ય હજી પણ ખસતું નથી. હું તો આભો જ બની ગયો.

બાપજીના વડે આવા ઘણા પ્રસંગો, જેને લોકો ચમત્કાર કહે છે, તેવા થતા હતા, થાય છે અને થતા રહેશે. પણ બાપજીએ આવી ઘટનાઓને ક્યારેય મહત્ત્વ આપ્યું નથી અને કર્તાપણાનો બોજો શિરે લીધો નથી અને તે તો બધું જ ગુરુમહારાજ (સ્વામીમહારાજ) પર છોડી દેતા. સર્વમાં સમાયેલાંને 'સ્વ' હોય ખરું? સાચું કહું? હું આ વાત સાંભળીને મારા અંતરમાં ક્યાંક ઘવાયો ને થયું કે તારી પ્રચંડ શક્તિને આ બાળક શું સમજી શકે! કાલે તું બોલેલો ત્યારે મને આ શબ્દોની ગંભીરતા નો'તી સમજાઇ, પણ આજે તો મારા કાને આ બધું સાંભળું છું. અહીં ગુફામાં બેઠા બેઠા રાજપીપળાના બેન્સામાંથી પ્રાગજી મિસ્ત્રીના છોકરાને ઊંચકીને બહાર ફેંકી દે તે તારી પ્રચંડ શક્તિનું શું કહેવું? ધર્મજમાં છેલ્લે પાદુકાપૂજન વખતે તારી શક્તિનો થોડોક ખ્યાલ હજારો માણસોને થયેલો છે, પણ ત્યારે હું ત્યાં ન હતો. પણ આ તો મારી નજર સમક્ષ બન્યું છે. આવો પ્રચંડ શક્તિશાળી દેવ તું તો છે ને મેં તારી આગળ કેવાં કેવાં ગાંડપણ-બાલિશતા કર્યાં છે? પેલા ભાઇ તો પ્રસાદ લઇને, જમીને ગયા.

નિયમ પ્રમાણે બાપજી આરામમાં ગયા, પણ હું તો પ્રસંગના વિચારોમાં ખોવાઇ ગયો. જપ તો સતત ચાલુ જ હતા. બાપજી તો કલ્પવૃક્ષ છે. તેની આગળ બેસીને જે સંકલ્પ કરો તે સિદ્ધ થાય જ. સંકલ્પ કરતાં આવડવું જોઇએ. એક ભક્તે કહ્યું છે કે "મૂળ પુરુષ વૃત્તિથી ન ચળે તો સામાના સંકલ્પો ફળે." પાકવાનું હોય તો પણ ના પાકે. જપ વ્યર્થ જાય ખરા? જપનો મહિમા ખોટો પડે ખરો? રોજ આંગળીએ કોરું પડતું ગયું-રુઝાતું ગયું. જરા પણ પાક ન થયો ને મારા મનનો ભાર હરી લીધો. મારો વટ પાડી દીધો, મારા વટને વટ પાડતો જ કરી દીધો, મારી બાલિશતાને નભાવી લીધી. એવો એને વિચાર આવ્યો હશે કે બાળક તો ભૂલમાં બોલી ગયું તો શું થયું? પણ તેની ભાવના તો ઉચ્ચ જ છે ને! હું માનું છું ત્યાં સુધી દિવેલ બાંધીએ એટલે થોડુંક પણ પાક્યા સિવાય મટે જ નહિ.

આવું બધું બને ત્યારે આવા પ્રસંગોને ઘણી રીતે મૂલવવા પડે. તેની મહિષ્ઠતાનાં દર્શન-એની પ્રચંડ શક્તિનો પ્રત્યક્ષ અનુભવ-ભક્તવત્સલતા (મારા પર, મિસ્ત્રીકાકા પર અને તેમના કારણે તેમના પુત્ર પર)-જપનું મહત્ત્વ અને સિદ્ધિ-દૂરદર્શન અને દૂરસ્પર્શન-આયુર્વેદનો આદર-પોતાનું પણ જતું કરે અને ભક્તને રાજી રાખે-મારી ભૂલને જેમ જવા દીધી તેમ-લીંબુ રોજ બદલવું પડે તે જો બદલ્યું હોત તો કદાચ આંગળીએ ન વાગ્યું હોત-તો તે લીંબુ મૂકનારના દોષને ક્ષમા કરનાર-કૃષ્ણની માફક ભક્તોની લાજ રાખનાર-નિર્ભય, નચિંત, જાણે કંઇ બન્યું જ ન હોય તેવા સ્થિર-વાગ્યા પછી મેં કહ્યું ત્યારે આંગળી પર જોયું-દેહભાન રહિત-દેહાધ્યાસરહિત-બાપજીને એક વાગવામાંથી આપણા માનવજીવનને ઉપયોગી થાય એવું ઘણું ઘણું ભાથું આવ્યું છે-બાપજીનાં એક એક હલનચલન, શ્વાસ કે સ્થિર બેસી રહેવું, ચાલવું, સર્વે લોકકલ્યાણ અર્થે થતું. તેમને વાગે તોય બીજાનું ભલું થાય. જો કે આપણે એવું ન ઇચ્છીએ કે બાપજીને વાગે તો સારું.

આવા પ્રગટ નારાયણો માટે શું અસંભવ છે? પણ તેઓ અપવાદ સિવાય નિયતિના નિયમોને ક્યારેય તોડતા નથી, નહિ તો વિશ્વવ્યવસ્થા અસ્તવ્યસ્ત થઇ

જાય. નેગેટીવ પોઝીટીવ જેવું છે. ભક્તનો સાચો ભાવ અને શ્રદ્ધા તેમજ દેવની કૃપા બંને એક થાય તો જ ફ્લેશ થાય-ઝબકારો થાય. આવો વિરાટ વિભુ તમારી આગળ નાના બચ્ચાની માફક, સામાન્ય માનવીની રીતે હર્યો-ફર્યો, તમને આનંદનું સ્વરૂપ બનવાના કિમિયા બતાવી લીલાને સંકેલી લીધી. અહીં બેઠેલામાંથી ઘણાએ એના દર્શન કર્યા હશે. દક્ષિણ ગુજરાતમાં તો બાપજી ઘણું ફરેલા છે. બાપજીએ આવા પ્રસંગોને ધ્યાન પર લીધા નથી કે મહત્ત્વ પણ આપ્યું નથી, કારણ કે તેમને તેમાં કશું જ કરવાનું નથી. પોતે તો પરમ તત્ત્વમય સમગ્રતામાં સદાય સમરસ છે એટલે તેમનું કાર્ય સ્વયં સમગ્રતા જ સંભાળી લેતી હોય છે. બાપજી સ્થૂળ શરીરથી આજે નથી પણ તેથી રખે એવું માનતા કે બાપજી નથી. તેઓ તો છે, છે ને છે જ. શરીર છોડ્યા પછી આવા પ્રસંગો વધારે બને છે.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

વૈશાખ, ૨૦૪૧ — ડૉ. પ્રમોદ વૈદ્યને ત્યાં, એરુ (નવસારી)

મુ.શ્રી ગોવિંદભાઇ ઉપાધ્યાયની
શ્રીગુરુલીલામૃતની કથા દરમ્યાન

# (૧૭)

# સુપ્રીમના સાણસામાં

## (જીવનમાં કપરી કસોટીનો દિવસ)

ક્યારેય લખવાની આદત નથી, પણ ધીરુભાઇના આગ્રહથી લખાયું છે.

પૂ. માજી સાથેનાં સંભારણાં તો ઘણાં છે પણ આ સંભારણું વિશિષ્ટ પ્રકારનું છે, કારણ કે હું કારમી કસોટીમાં મૂકાઇ ગયેલો. ૧૯૬૪ની સાલમાં પ.પૂ. બાપજીની સેવામાં આશરે પંદરેક દિવસ રોકાયેલો તે સમયનો પ્રસંગ છે. બાપજીને જમણા ઢીંચણે 'વા' આવેલો તેથી ઘણો જ દુઃખાવો થતો હતો. દુખાવો તો એવો થાય કે ક્યારેક ગુફાના પગથિયાં ઊતરતાં યાદ કરાવવાનું રહી જાય અને દુખાવાવાળો પગ યોગ્ય રીતે ન મૂકાય તો એવું અસહ્ય દુખે કે પોતે શ્રીમુખે કહે કે મારા કંઠે પ્રાણ આવે એવું દુઃખે છે. દર્દ લંબાઇ ગયું. દર્દ તેમનું હશે કે અન્યનું તેની આપણને શી ખબર પડે? પૂ.બાપજી પૂ.માજીને કહે કે ભિલામા લગાવું તો જ મટશે. માજી ખિજાયાં અને કહે કે ભિલામાથી પાકશે અને તને પછી જલદી મટતું નથી માટે ભિલામા લગાવીશ નહિ. તે વખતે તો પૂ. બાપજી સારું કહીને ઊઠ્યા. બે ત્રણ દિવસ થઇ ગયા પણ દર્દ મટ્યું નહિ.

હું એકલો હતો ત્યારે પૂ.માજી કહે કે જોજે પાછો લગાવવા દેતો. દેવતા (અગ્નિ) લાવી ન આપતો. મેં પણ સારું એમ કહી દીધું. ત્રણે દિવસ રોજ લગાવવાનું યાદ કરે પણ પૂ.માજીને દુઃખ લાગે તેથી લગાવ્યું નહિ. ચોથા દિવસે સવારે કહે કે આજે તો લગાવવું જ છે. માજીનો કોપ વહોરીશું. મેં કહ્યું કે બાપજી માજી ખિજાશે તો? પૂ. બાપજી કહે કે તે વિના મટશે નહિ તેનું શું? અને મને કહે કે જો હું બતાવું તે યુક્તિથી કરવાનું છે. આજે હું ભિક્ષા લઇને બહાર બોધિલીમડા નીચે બેસું એ વખતે મોટા રસોડામાંથી છાણા ઉપર અગ્નિ લાવજે એટલે પછી ભિલામા લગાવીશું. તે વખતે માજી જમવા બેસે છે. એટલે તેમને કાંઇ જ ખબર પડશે નહિ. મેં કહ્યું કે સારું. સારું તો કહ્યું પણ હું તો એવી દ્વિધામાં મુકાઇ ગયો કે હવે આપણું આવી જ બનવાનું કારણ કે પૂ.માજીની આજ્ઞા એવી હતી કે અગ્નિ ન લાવી આપતો કે જેથી તે ભિલામા લગાવે નહિ.

તે વખતની મારી સ્થિતિનું સાચું બયાન આપું તો ક્ષણભર તો શું કરવું તે જ નક્કી ન કરી શક્યો. આ અવધૂતની સેવામાં રહેવું તે ઘણું કપરું છે. "સબ તે સેવક ધર્મ કઠોરા" એ વાક્ય યાદઆવી ગયું. મનને એટલું બધું દુઃખ થયું કે ક્ષણભર તો એમ થઈ ગયું કે સેવા કરવા કરતાં ઘેર જતો રહું અને ઘેર રહીને જ જે કરવું હોય તે કરવું. દર્શન કરવા આવવું પણ સેવામાં કદી ન આવવું. સેવા કરવા કરતાં કુસેવા થઈ જશે. આશીર્વાદ તો દૂર રહ્યા પણ ખોફ વહોરવાનો વખત આવશે અને નારાજ કરવાનું થશે એમ લાગ્યું. કપરી કસોટીમાં મુકાઇ ગયો. ક્યાંક સમાઇ જાઉં તેવું થઇ ગયું. તે વખતનું મનનું દુઃખ અને મૂંઝવણ તેમજ વિચારોની વણઝારનું વર્ણન થઈ શકે એમ નથી. આ તો અનુભવ્યું હોય તે જ જાણે. આવા વિચારોમાં ખોવાયો ને બાપજી ભિક્ષા લેવા ગયા. ભિક્ષા લઈને આવ્યા, પછી બેઠા ને થોડીક વાર પછી માજી જમવા બેઠાં એટલે મને કહ્યુંઃ "જાઓ, લઈ આવો. માજીને ખબર ન પડે એવી રીતે લાવજો નહિ તો ખેલ બગડી જશે." હું સારું કહીને ચાલ્યો. અંતે તે પળ આવી પહોંચી.

મારા તો પગ જ ભારે થઈ ગયા. મનમાં મૂંઝવણ થઈ કે કોનું માનવું? માજીનું કે બાપજીનું? છેલ્લે એક પાસો જતાં જતાં ફેંક્યો કે બાપજી! માજીને બહુ જ દુઃખ થશે. બાપજી મને કહે કે એ તો મનાવી લઈશ પરંતુ ભિલામા વિના મને મટશે નહિ. જિંદગીભરની કમાણી લઈને વેપારી વહાણો ભરીને આવતો હોય અને અધવચ્ચે દરિયામાં તોફાન થાય ને બધાં જ વહાણો ડૂબી જાય તો કેટલું દુઃખ થાય? એથી પણ વધુ દુઃખ આ સેવાના ભેખધારી વેપારીને થયું. પગ તો ઊપડે જ નહિ. એક તરફ માજીનો કોપ અને દુઃખ અને બીજી તરફ બાપજીની આજ્ઞા અને કોપ. ભાઈ! આ તો અનુભવે તે જ જાણે. છેવટે ગુરુઆજ્ઞાનો આધાર લઈને ચાલ્યો. ભાંગેલા પગે રસોડામાંથી છાણા પર ચાર પાંચ સળગતા કોલસા લઈ આવ્યો. બાપજીએ પોતાની પાસેના 'દત્ત' લખેલા નાના ખલતામાંથી એક ભિલામો કઢાવ્યો અને ચપ્પુની અણીને કોલસા પર ગરમ કરતાં જાય અને ભિલામામાં અડકાડીને દબાવે એટલે તેનું તેલ ચપ્પુ પર લાગે ને બાપજી ઢીંચણ પર જ્યાં દર્દ થતું હતું ત્યાં લગાડતા જાય. લગાવી રહ્યા એટલે પછી મને કહે કે હવે છાનામાના, માજીને ખબર ન પડે એ રીતે આ બધું મૂકી આવો. મારા તો પ્રાણ થંભી ગયેલા. મનમાં થયું કે હવે તો આપણું આવી જ બનવાનું.

આમ વિચારતો વિચારતો ચાલ્યો અને બધું મૂકી આવ્યો. આવીને બેઠો. મારા મનમાં વિચારોના વમળો પેદા થવા લાગ્યા અને પારાવાર વેદના થયા કરે. મારું મનોમંથન બાપજી વાંચતા હતા, પરંતુ કશું જ બોલે નહિ. પછી માજી બહાર આવે તે પહેલાં તો બાપજી ગુફામાં આરામ કરવા ચાલ્યા ગયા. માજીને ખબર પડી ન હતી. હું તો માજીની રૂમે ગયો જ નહિ. હું શું મોઢું બતાવું? બપોરે નિયમ પ્રમાણે બાપજી બહાર આવ્યા. હાથમાં કમંડળ લઈને સંડાસ જવા નીકળ્યા. તે વખતે પાણીની ટાંકી પાછળ કરાંઠાના બનાવેલા જાજરૂમાં જતા હતા. તે વખતે પાકું જાજરૂ ન હતું. બાપજી જાજરૂ જવા નીકળ્યા તે વખતે માજી તો કોપેલી-વિફરેલી-સિંહણ જેવા લાગ્યા. બાપજી સમજી ગયા. મને કહે કે માજીને ખબર પડી ગઈ લાગે છે, અને બરાબર કોપ્યાં લાગે છે. નરસિંહે કે તેના ઘરનાં કોઈએ માજીને કહી દીધું હશે એમ લાગ્યું હતું. ગુપચુપ મૌન થઈ જવું પડશે. એમ વાતો કરતા કરતા સાથે સાથે જતા હતા. મારો તો ભય વધતો જાય. હૃદયના ધબકારા વધવા માંડ્યા. હવે મારું શું થશે? માજીનો કોપ એટલો બધો હતો કે બહાર પાટ પર શાંતિથી બેસી પણ ન શકે. ઊભા થાય, અંદર જાય અને તરત પાછાં બહાર આવે.

માજી આવું કરતાં હતાં તે જ વખતે બાપજી આવ્યા. કમંડળ ટાંકી પાસે મૂક્યું અને માટી લઈને ટાંકીના નળ પર હાથ ધોતા હતા તે દરમ્યાન જેણે માજીનું મુખ જોયું હોય તેને જ ખબર પડે કે માજી કેવા ગુસ્સામાં હતાં. માજી કાંઈ જ બોલેલાં નહિ. બાપજી હાથ ધોઈને ઊઠ્યાં ને માથા પરની હેટ ટાંકી પર મૂકીને બોલ્યાઃ "કાય માજી!" બાપજી પૂરું વાક્ય પણ બોલે તે પહેલાં તો સિંહણ ગર્જના કરે એવી ગર્જના માજીએ કરી અને તેમની મરાઠી ભાષામાં બોલવા માંડ્યાં. માજી બહુ બોલ્યાં. બાપજી વચ્ચે એક-બે વાક્ય બોલેલા. બાપજી બોલે એટલે જાણે બળતામાં ઘી હોમાયું. માજી ઓર ગુસ્સે થાય. માતા-પુત્રનો ભાવ-કલહ પ્રત્યક્ષ જોવાનો અમૂલ્ય લ્હાવો મળ્યો, પણ હૃદયમાં તો ભય વધતો જતો હતો. મને થયું કે બાપજી પછી મારો વારો આવશે જ ને! માજી તો બોલતાં હતાં ને બાપજી સ્નાન કરતા હતા. સ્નાન કરી અંદર બપોરનો રસ કે છાશ પીવા બેઠા. માજીનું બોલવાનું હજી ચાલુ જ હતું. રસ કે છાશ પીને બહાર આવ્યા તોયે કોપ શમેલો નહિ. માજીની કોપમુદ્રા જેણે જોઈ હોય તેને જ ખ્યાલ આવે. તેમનો ભાવ-કલહ ચાલ્યો ત્યાં સુધી મારું મનોમંથન ચાલુ હતું. મેં કમંડલ ઊટક્યું અને પાદુકા ધોઈને એક ખૂણામાં

ઊભો રહ્યો. જાણે બાપજીની સુપ્રીમકોર્ટ (માજી)માંથી હમણાં જ મને ફાંસીની સજા ફરમાવાશે. ફાંસીની સજાથી ઓછી સજા નહિ થાય એવું મનમાં હતું. ધોયેલી પાદુકા માજીની રૂમની જાળી આગળ મૂકી.

બાપજી તો બહાર આવીને પાવડી પહેરીને ચાલવા લાગ્યા. થોડું આગળ ગયા અને મને કહે કે આજે તો માજીનો ગુનો કર્યો છે એટલે મૌન જ રાખવાનું, નહિ તો માજી વધારે ખિજાઇ જાય. બાપજી મને કહે છે કે મને વાગે તોયે પાકે ને જલદી મટતું નથી અને એમાં પણ ભિલામા તો પાક કરે જ એટલે માજીને એમ કે પાકશે ને મટશે નહિ. તેની ચિંતામાં મને લગાવવા દેતા નથી અને મેં તો ભિલામા લગાવ્યા એટલે ખિજાઇ ગયાં છે. પરંતુ મને ભિલામા લગાવ્યા વિના નહિ મટે તેવું લાગ્યું તેથી જ લગાવ્યા અને માજીને નારાજ કર્યાં. માજીને નારાજ કર્યા વિના બીજો ઉપાય પણ ક્યાં હતો? બાપજી ગુફા પાસે ખુરશી પર બેઠા અને હું બાપજીના સ્નાન કરેલાં લંગોટ ને રૂમાલ ધોવા ગયો. મનમાં થયું કે માજીને શું મોઢું બતાવીશ? માજી મને શું કહેશે? તેવા ભય સાથે ગયો. માજી સામેથી દેખાયાં. હજી કોપ શમ્યો ન હતો. જઇને કામે લાગું તે પહેલાં તો માજી બોલ્યાં કે “લગાવ્યાને ભિલામા?” હું તો શું બોલું? હું મૌન જ રહ્યો. તે પછી માજી એક જ વાક્ય બોલ્યાંઃ “તમેય શું કરો? તે કહે એટલે તમારે તો કરવું જ પડે ને?” ફાંસીની સજામાંથી મુક્ત થનાર આરોપીને જેટલો આનંદ આવે તે કરતાં પણ મને વધારે આનંદ થયો. મેં એવો આનંદ અનુભવ્યો. માથા ઉપરથી બોજો દૂર થઇ ગયો. ઘોર સંકટ ટળ્યું એવું લાગ્યું. મને તો એમ હતું કે હવે આસમાની-સુલતાની ગુજરશે. જે માજીએ કસોટીની એરણ પર મૂકેલા તે જ ન્યાયની અને દયાની દેવીએ ન્યાય કર્યો. તેમણે મને નિર્દોષ જાહેર કર્યો. મારી ઘણી મૂંઝવણો દૂર થઇ ગઇ. બાપજીને ઢીંચણ પર પાક્યું નહિ ને મટી ગયું. મારી કસોટી પૂરી થઇ. સેવાધર્મો પરમ ગહનો- વાક્યની યથાર્થતા સમજાઇ.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

જેઠ વદ ૭, ૨૦૪૬,શુક્રવાર — પૂ. રુકમામ્બા પ્રતિમા પ્રતિષ્ઠા પ્રસંગે,
તા. ૧૫-૬-૧૯૯૦ — ગાંધીનગર

# (૧૮)

## : ૧ :

## મંત્ર-જપ-શક્તિ

અમન્ત્રોઽક્ષરો નાસ્તિ નાસ્તિ વનસ્પતિરૌષધિં વિના ।
અયોગ્યઃ પુરુષો નાસ્તિ યોજકસ્તત્ર દુર્લભઃ ॥*

પ્રત્યેક અક્ષરમાં મંત્રની અનંત શક્તિ છે. દરેક શબ્દનો ધ્વનિ, અવાજ કે નાદ હોય છે. ધ્વનિ કે નાદમાં દરેક શબ્દની આગવી ઊર્જા હોય છે. નાદમાં અગ્નિતત્ત્વ હોય છે. પરદેશમાં સાઉન્ડ થેરપી (Sound Therapy)-ઊર્જા શક્તિથી તો રોગ મટાડવાનું શરૂ થઇ ગયું છે. આપણે અહીંયાં થેરપી વિષે બહુ ઊંડાણમાં નથી જવું.

શબ્દનો અર્થ હોય છે અને શબ્દનો ભાવ હોય છે. દરેક શબ્દ કે મંત્રમાં નાદ, અર્થ અને ભાવ હોય છે. મંત્રનો તો સ્વતંત્ર વિષય છે, તેને મંત્રયોગ, જપયોગ કહ્યો છે જેના દ્વારા આત્મા પોતાના મૂળ સ્વરૂપ પરમાત્મા સાથે ઐક્ય અનુભવે છે. એમ પણ કહેવાય કે સ્વસ્વરૂપમાં સ્થિર થાય છે. જે વસ્તુ જ્યાંથી ઉત્પન્ન થાય છે ત્યાં જ અંતે સમાય છે.

જપ, ધૂન કે મંત્ર જે કાંઇ કરીએ છીએ તે વાણી વૈખરી કહેવાય છે. વાણીના પ્રકારો અને તેની ઉત્પત્તિના વિસ્તારમાં અહીં આપણે જવું નથી. ટૂંકમાં શબ્દ, નાદ કે ધ્વનિની ઊર્જા તે જપ, ધૂન કે મંત્રજપ કરનારની આસપાસ અને તેની અંદર પણ વહે છે. તેનાથી આપણા રોમેરોમ અને આસપાસનું વાયુમંડળ શુદ્ધ થાય છે. મંત્રના જપમાં જે નાદ હોય છે તે શરીર-શુદ્ધિ, નાડી-શુદ્ધિ કરે છે. તેનો અર્થ એ છે કે તે બુદ્ધિ શુદ્ધિ કરે છે અને ભાવ ચિત્તશુદ્ધિ કરે છે. એટલે દરેક અક્ષર, મંત્ર કે ધૂનમાં આવી શક્તિ હોય જ છે. જેટલો ભાવ શુદ્ધ, હેતુ શુદ્ધ તેટલો તેનો લાભ વધુ થાય છે. આવાં સત્કર્મો દ્વારા વાણી, વર્તન ને વિચારને શુદ્ધ કરવાનાં હોય છે, નહીં તો તે માત્ર ક્રિયા જ રહે છે.

* અર્થઃ એક પણ અક્ષર એવો નથી કે જે મંત્ર નથી, એક પણ વનસ્પતિ એવી નથી કે જે ઔષધિ નથી, કોઇ પણ માણસ નકામો, અયોગ્ય નથી. પરંતુ આ બધાનો ઉપયોગ કરનાર યોજક મળવો મુશ્કેલ છે.

બીજમંત્રમાં સઘન શક્તિ હોય છે જ્યારે નામજપમાં ભાવ વધુ હોય છે. તે દ્વારા વાણીના મૂળ સ્વરૂપ સુધી પહોંચવાનું છે. ધૂનનો મંત્રજપ કર્યા પછી તેનો સૂક્ષ્મ નાદ જે અંતરમાં ગૂંજે છે તે સાંભળવા થોડીક ક્ષણો મૌન થઇ જશો તો તે દ્વારા નાદનું મૂળ સ્થાન જે સહસ્રાર છે તે શૂન્ય મહેલના દ્વારે પહોંચી જશો. ધૂનમાંથી મૌન, મૌનમાંથી શૂન્ય સુધીની યાત્રા મંત્રજપની ધૂન કરાવી દેશે અને એનાથી આગળનું સમગ્રતા જ સંભાળી લેશે.

ચોવીસ કલાકની આવી ધૂનથી 'નાદબ્રહ્મ'નું જે વાતાવરણ ઊભું થાય છે તેની અસર એમાં ભાગ લેનારા ઉપર તો થાય જ છે પરંતુ આ ધૂનથી ઊભા થયેલા વાતાવરણની અસર તો ઘણા દિવસો સુધી રહેતી હોય છે. એટલે જાણ્યે અજાણ્યે, અહીં આવનારાને પણ આ દિવ્ય આંદોલનોનો લાભ મળશે.

ગુરુમહારાજે તપશ્ચર્યાની વ્યાખ્યા કરતાં કહ્યું હતું કે "ઊંચા ધ્યેય માટે સ્વેચ્છાએ ઉઠાવેલું કષ્ટ એટલે તપશ્ચર્યા." આવી ચોવીસ કલાકની ધૂનમાં કષ્ટ તો હોય છે જ, અને આ કષ્ટ પણ સ્વેચ્છાએ જ ઉઠાવેલું હોય છે. પ્રશ્ન રહ્યો ફક્ત ધ્યેયનો. આપણે સૌ ઊંચા ધ્યેયથી આવી ધૂન કરીએ એ ખૂબ જરૂરી છે, નહિતર આવો કાર્યક્રમ જલસો બની જાય, આનંદ આપી જાય, પણ એટલું પૂરતું થોડું છે?

આવી ધૂન દ્વારા, તેનાં આંદોલન દ્વારા, વાણી, વર્તન, વિચાર દ્વારા આપણે આપણા શરીરને અને મનને શુદ્ધ કરવાનાં છે અને તે દ્વારા આપણું જીવન પરિશુદ્ધ કરવાનું છે. વિશ્વરૂપ ગુરુમહારાજના વિશ્વને સંવાદિતામય રાખવાની આપણી ફરજ છે.

ગુરુમહારાજને, રંગ અવધૂતને, જ્યારે આપણે "મારો રંગ અવધૂત" કહીએ છીએ ત્યારે આપણું જીવન ધીરે ધીરે એવું થતું જવું જોઇએ કે જે જોઇને ગુરુમહારાજને આનંદ થાય. પોતાના સારા અને સદ્‌ગુણી સંતાનોને જોતાં જેમ પિતા રાજી થાય તેમ આપણને જોતાં ગુરુમહારાજ રાજી રાજી થઇ જવા જોઇએ.

આપણું જીવન આવું બને એ માટેના નિષ્ઠાપૂર્વકના પ્રયત્નો કરવાના. ઊંચા ધ્યેય સાથે આવી ધૂનમાં આપણે જોડાતા હોવા જોઇએ. ખરેખર તો આવી ધૂનો કરતાં કરતાં આપણું જીવન એવું થઇ જવું જોઇએ કે આપણે રંગ અવધૂતને 'મારો' કહીએ

છીએ તો ગુરુમહારાજ આપણને સામે પગલે ચાલીને 'મારો' છે એવું કહે. ધૂન કરીએ ત્યારે પડોશીને કે મહોલ્લામાં કોઈને પણ ઉપાધિ ન થાય તે ખાસ જોવું જોઈએ.

વાણીમાં નિખાલસતા, પ્રાંજલતા હશે, જીવન-વર્તનમાં સરળતા, ઋજુતા, દંભરહિતતા ને નિરાડંબરપણું હશે તો ગુરુના કે પ્રભુના સાચા ભક્ત બની શકશો ને ધૂન કરી સાર્થક થશે નહિતર હતા ત્યાંના ત્યાં જ રહીશું.

આવું સત્કર્મ સ્વયં જ આશીર્વાદ સમાન છે, પછી બીજા શું આશીર્વાદ આપું? ગુરુમહારાજને ગમે એવા એમના બાળક થવા માટે ગુરુમહારાજના અજસ્ર આશીર્વાદ ઉતરો.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

પો. સુદ ૧, ૨૦૪૮ — ડૉ. ઇન્દુભાઇ દવેને ત્યાં, અમદાવાદ
તા. ૫-૧-૧૯૯૨ — ૨૪ કલાકની ધૂનની સમાપ્તિ વેળા

: ૨ :

# દત્તબાવનીઃ સંકટ વિમોચન સ્તોત્ર

ગુરુર્મે સર્વસ્વં ગુરુમિહ ભજે તેન ગુરુણા
સદા સખ્યં મે સ્યાત્ પરમપિ નમો મેઽસ્તુ ગુરવે ।
ગુરોસ્તત્ત્વં નાન્યદ્ ભવભયહરં નામ ચ ગુરો-
ર્ગુરૌ ચિત્તં મે દ્રાગ્ વિશતુ હ્યભયં મે કુરુ ગુરો ॥

દત્તબાવની કેવા સંજોગોમાં રચાઇ તે તો તમે બધા જાણો છો જ. દત્તબાવની રચતી વખતે બાપજીએ ભક્તની પત્નીના દુઃખને દૂર કરવું હતું. દુઃખ દૂર કરવા માટે પ્રાર્થના. બાપજીએ પ્રાર્થના, વિનંતી અને આર્તનાદ દ્વારા ભક્તની પત્નીના કાજે પ્રભુને રીઝવવો છે.

દત્તબાવનીમાં, બાવન લીટીમાં, બાપજીએ આપણને આખા જીવનની ઉપાસનાનું, સર્વ દુઃખને દૂર કરનારું અમૂલ્ય ઔષધ આપ્યું છે. બાપજીએ દત્તબાવનીમાં જીવભાવમાંથી શિવભાવમાં સ્થિત થવાનું, શિવભાવમાં રહેવાનું અમૂલ્ય ભાથું ભર્યું છે.

એની ખૂબી શી છે? રામાયણમાં એક પ્રસંગ છે. હનુમાનજીને સમુદ્ર પાર કરતી વખતે એમ લાગ્યું કે આ સમુદ્ર હું કેવી રીતે પાર કરીશ? ત્યારે એમને પોરો ચઢાવ્યો છે. કેવી રીતે? તમે તો આમ છો ને તમે તો તેમ છો, તમે તો કેટલા વિશાળ છો એવી ઘણી બધી વાતો રજૂ કરી. ધીરે ધીરે હનુમાનજીને પોતાની શક્તિનો ખ્યાલ આવ્યો, અને પછી તો પોતે પર્વતાકાર બની ગયા, એક ઘડીવારમાં સમુદ્ર ઓળંગી નાંખે એટલું મોટું સ્વરૂપ! એ જ રીતે અહીંયાં ગુરુમહારાજે દત્તપ્રભુને રીઝવવા માટે એને પોરો ચઢે એવું વર્ણન કર્યું છે.

શરૂઆત છેઃ “જય યોગીશ્વર દત્તદયાળ.” અહા! તું તો દયાનો સાગર છે પ્રભુ! યોગીઓનો પણ ઇશ્વર છો એવા હે નાથ! “તું જ એક જગમાં પ્રતિપાળ.” આખા વિશ્વનો તું જ પ્રતિપાળ છે.

એની ઓળખ શી છે? “જય યોગીશ્વર દત્તદયાળ, તું જ એક જગમાં પ્રતિપાળ” પછીની લીટી છેઃ “અત્ર્યનસૂયા કરી નિમિત્ત, પ્રગટ્યો જગકારણ નિશ્ચિત.” આખા

જગતને ઉત્પન્ન કરનાર, સ્થિત કરનાર, લય કરનાર હે દેવ! તું જ્યારે શરીરધારી બન્યો ત્યારે તારે નિમિત્ત જોઇએ એટલે "અત્ર્યનસૂયા કરી નિમિત્ત, પ્રગટ્યો જગકારણ નિશ્ચિત." એને જગના કારણે પ્રગટ થવું પડ્યું છે. "અંતર્યામી સચ્ચિત્સુખ." ઓ દેવ! તું કેવો છે? મારી અંદર જ તું- અંતર્યામી સ્વરૂપે છે. પરંતુ અંતર્યામીનું સ્વરૂપ શું? સત્, ચિત્ અને સુખ. આપણી અંદર જ આનંદનો ભંડાર છે. આપણને કોઇ પણ વસ્તુમાંથી જે આનંદ પ્રાપ્ત થાય છે એ આનંદ પોતે અંદર છે અને એ આનંદ જ આપણું સાચું સ્વરૂપ છે. આપણે એ આનંદ બીજામાંથી મળે છે, બીજા પદાર્થમાંથી મળે છે એવું માનીએ છીએ પરંતુ એ આનંદ બહારથી નથી આવતો. એ તો આપણી વૃત્તિ જ્યાં એકાગ્ર થાય, લીન થાય અને લીન થઇને આપણે જ્યાં મટી જઇએ ત્યાં જ પ્રગટે છે.

એવા હે અંતર્યામી! તારી ઓળખ એ છે કે તું અંતર્યામી સત્, ચિત્, સુખ છે અને મારે તને બહાર જોવો હોય તો તું કેવો છે? મારા અંતરમાં તો તું આનંદ સ્વરૂપે સ્થિત છે જ પણ બહાર તો તું સદ્‌ગુરુ દ્વિભુજ સુમુખ રૂપે છે. "અંતર્યામી સચ્ચિત્સુખ, બહાર દ્વિભુજ સુમુખ." એની ઓળખ કેવી છે? બે હાથધારી, ચાર હાથધારી અને છ હાથધારી, અને "દ્વિભુજ સુમુખ." કેવું સુંદર મુખડું? સર્વ સુખને અર્પતું એવું તારું મુખ છે. પછીની લીટીઓ બાપજીએ દત્તપ્રભુને એના વડે જે કંઇ લીલાઓ બની એનું વર્ણન કરીને, એ શું શું ના કરી શકે એમ જાણે એને સભાન કરતા હોય તેમ પ્રભુ! તું તો આટલો દયાનો સાગર છે, તેં તો આટલું ને આવું બધું કર્યું છે, આટલા બધાનાં કામ કર્યાં છે, એમ કરતાં ૩૭મી લીટી સુધી દત્તપ્રભુને વિનવણી કરી છે, પોરો ચઢાવ્યો છે. તું તો આવો છે, તું તો આવો છે એમ કહી કહીને છેવટે લાવીને મૂક્યું: "અધમ ઓધારણ તારું નામ, ગાતાં સરે ન શાં શાં કામ?" તેં તો ગણિકાને તારી, પથ્થરને તાર્યા, ઘણા બધાને તાર્યા. તારું તો અધમનો ઓધાર કરવાનું જ કામ છે. તને ગાવાથી, તારું નામ લેવાથી શું ના થાય મારા દેવ! પ્રભુ! તેં આવી લીલાઓ કરી છે. સાડત્રીસ લીટી સુધી પ્રભુને રાજી કરવા માટે, વિનવવા માટે વર્ણન કર્યું છે. પછી એની ફળશ્રુતિ કહીને ફરી પાછી એની વિનવણી કરી છે અને છેલ્લે આપણને ઉપાસનાનું દૃષ્ટિબિંદુ આપી દીધું છે. યોગીશ્વર પ્રભુ! તું શરીરધારી થઇને આવ્યો એ જ યોગેશ્વર, એ જ યોગીશ્વર. તું મારા હૃદયમાં સચ્ચિત્સુખ સ્વરૂપ, અંતર્યામી થઇને બિરાજ્યો છે. હું તને ભક્ત સ્વરૂપે પ્રાર્થના કરું છું.

તું તો આધિ, વ્યાધિ, ઉપાધિ બધું જ દૂર કરી નાખે એવો છે એટલે આજે તને હું પ્રાર્થના કરું છું કે તું આ દુઃખને દૂર કરજે.

હવે અહીંયાં તું અંતર્યામી સચ્ચિત્સુખ છે માટે અંદર તો તું છે જ પણ તું વિશ્વવ્યાપી પણ છે, પરંતુ હું અને તું જુદા ન રહી શકીએ એટલે પૂર્ણવિરામ છે. "તપસી! તત્ત્વમસિ એ દેવ." હે દેવ! તું અને હું બંને આખરે જુદા નથી; તો છેલ્લે આપણને કહ્યું છે કે "તપસી! તત્ત્વમસિ એ દેવ" તત્ ત્વમ્ અને અસિ. તું જેની આરાધના કરી રહ્યો છું એ દેવ તું પોતે જ છે. તું જે આનંદને શોધે છે તે આનંદનું સ્વરૂપ તો તું પોતે જ છે.

આ બાવન લીટીમાં બાપજીએ આપણને જીવભાવમાંથી શિવભાવમાં સ્થિત થવાનું અમૂલ્ય ઔષધ આપ્યું છે. પ્રાર્થના દ્વારા એક ભક્તનાં પત્નીને નિમિત્ત કરીને અને આપણે બધા આ વિશ્વમાં બેઠા છીએ તો આપણને આવતાં આવાં બધાં દુઃખોનું નિવારણ પણ થાય અને આપણે જીવભાવમાંથી શિવભાવમાં આવી જઈએ એ માટે આ-મૃતસંજીવની દત્તબાવની-સ્વરૂપે આપી છે. આ બાવની આપણને આપણી ઓળખાણ કરાવી આપવા માટે છે, આપણાં બધાં દુઃખો દૂર કરવા માટે છે અને એમાં શું નથી એ એક સવાલ છે.

ઉપાસનાની દૃષ્ટિથી આપણે દર ગુરુવારે બાવન દત્તબાવની કરીએ છીએ. કેટલાક લોકો નિયમ કે બાધાથી કરે છે. કેટલાક લોકો નિષ્કામ ભાવે સ્વખુશીથી કરે છે. કેટલાક રોજ કરે છે. આમ બાવની કરે છે તો બધા જ, પણ મૂળ વાત એ છે કે કરે છે કેવી રીતે? હવે બાપજી સાથેનો એક પ્રસંગ કહું. બાવન ગુરુવારે બાવન પાઠ કર્યા પછી એક ભાઈ બાપજી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે બાપજી! મેં તો આ બાવની કરી તો પણ મને એમાંથી કાંઈ ફળ પ્રાપ્ત ના થયું. બાપજીએ પૂછ્યું કે ભાઈ, તેં આ બાવની કેવી રીતે કરી? પેલા ભાઈએ તો જે ઝડપથી (સ્પીડથી) કરી હતી તે ઝડપથી બોલી બતાવ્યું. "જય યોગીશ્વર દત્તદયાળ" એમ એકદમ ઝડપથી બોલી બતાવ્યું. બાપજીએ કહ્યું કે ભાઈ! તેં તો કરીને મૂકી દીધી કે નાંખી દીધી. દત્તબાવની કરો ત્યારે એ કરવા માટે, નાંખી દેવા માટે કરતા નથી પરંતુ એટલા માટે કરીએ છીએ કે આપણો જે આર્તનાદ છે તે આર્તનાદ કોઈ વ્યક્તિ સામે બેઠી છે એને સંભળાય. મારી આ પ્રાર્થના એ સાંભળી રહ્યો છે એવો ભાવ ભરીને બાવનને બદલે એક જ કરી હોત તો તે પૂરતી હતી.

જો આપણે કોઈની સાથે એકદમ ઝડપથી- સ્પીડથી- બોલીએ કે વાત કરીએ તો એ નહિ સમજી શકે કે આ મને શું કહેવા માગે છે? સામેની વ્યક્તિ સમજી શકે એ રીતે બોલો. એ ઉચ્ચારને એને સમજવાનો અવકાશ મળે એ માટે વચ્ચે સમય આપજો. ટૂંકમાં બાપજીએ એમ કહ્યું કે આપણી સામે ભગવાન બેઠા છે અને આપણે આ જે પ્રાર્થના કરીએ છીએ તે એ પોતે સાંભળે છે એવા ભાવથી દત્તબાવની કરજો. એ સ્પષ્ટ રીતે સાંભળી શકે એ રીતે બાવની કરજો હોં! તમારે બહુ જ ઉતાવળ હોય તો થોડીક ઉતાવળ કરી શકો પણ એ અસ્પષ્ટ રહી જાય, તમે પણ સમજી ના શકો કે સાંભળી ના શકો ને એ પણ સાંભળી ન શકે તો એ દત્તબાવની તમને ફળદાયી ના થાય. તમે કરી નાંખો એ જુદી વાત છે. આ શ્રીમુખના શબ્દો છે.

ઘણા માણસો એવું પણ કરે છે કે એનો સમય ઘટાડતા જાય છે અને વધુમાં વધુ કેટલી ઝડપથી થાય? ઓછામાં ઓછો કેટલો સમય જાય? હું તો કહું છું કે વધુમાં વધુ કેટલો સમય જાય એવું તમે કેમ ના કરો? અરે! તો જ એના કાને પહોંચી જાય અને એ રીતે શાંતિથી બાવની કરશો તો કોઈ દિવસ એના કાને પહોંચી જશે જ. બાપજીના શ્રીમુખની વાતનો આ સાર છે. તમે બધા દત્તબાવની કરો છો એટલે હું નથી કરતો એવું નહિ, મેં નથી કરી એવું પણ નહિ. બાવન ગુરુવાર સુધી બાવન દત્તબાવની કરી છે, વર્ષો પહેલાંનો મારો સ્વાનુભવ છે. બહુ શાંત ચિત્તે કરવાથી પ્રાર્થના જલદી ફળ આપે છે.

બીજું આપણે રોજ જે પ્રાર્થના, પાઠ, મંત્રજપ કે પૂજા કરીએ છીએ તે એટલા માટે કરીએ છીએ કે આપણા હૃદયના જે ભાવ છે તે પરમાત્મા સમજી શકે. હવે આપણે ભગવાન આગળ એક માગણી મૂકી. આ દત્તબાવની કરી દીધી અને કહ્યું કે પ્રભુ! મારી આ માગણી તારી આગળ મૂકી છે. હવે આપણને દત્તબાવની કરી નાંખવાની એટલી બધી ઉતાવળ છે કે આપણે ભગવાનને બોલવાનો સામે અવકાશ જ આપતા નથી. ભગવાનની આગળ તમે એક માગણીની રજુઆત કરી પણ તમે એને બોલવા જ નહિ દો અને તમે જ બોલ બોલ કરશો એટલે પ્રાર્થના કર્યા પછી એને જે કરવું છે, એ કરવા દેવાનો અવકાશ આપ્યા સિવાય આપણે તરત જ ઊભા થઈ જઈએ છીએ. એને તમારી અંદર જે ઘટાવવું છે તે ઘટાવવા દેશો. પૂજામાં ખોટી ઉતાવળ ના કરશો. આવી ભાવનાથી એક મિનિટ તમે બેસો. તમે જે રીતે મંત્ર કરતા હો કે બીજું જે કાંઈ કરતા હો તે કર્યા પછી વધુ નહિ તો બે મિનિટ પણ એવા થોભી જાઓ કે હું જે બોલું છું તે સામે બેઠેલો મારો દેવ

એને સાંભળી રહ્યો છે અને હવે એને શી ઘટના કરવી છે તે જોઈ રહું. બસ! મારે હવે કશું જ કરવું નથી. હું એને આંખો બંધ કરી જોઈ રહું. તમે આવો અભ્યાસ કરજો. એને કાંઈ કરવું છે પણ તમે એને કરવા દેતા નથી, એને અવકાશ આપતા નથી. "હું કરું, હું કરું"માંથી તમે બહાર નીકળતા નથી. એને પણ તમારે માટે થોડું તો કરવા દો, એને પણ અવકાશ તો આપો. તમારું આ બે મિનિટનું મૌન એની સાથે તાદાત્મ્ય કરાવી દેશે. વધુ સમય લો તો તો વધુ આનંદની વાત છે. પણ વ્યવસાયમાં પડેલા તમો બધાને વધુ સમય તો હું ના કહું પણ પ્રાર્થના કરીને બે મિનિટ એકદમ થોભી જાઓ એવું તો જરૂર કહું. આ દરમ્યાન કોઈ વિચારને, કશાને અવકાશ જ નહિ આપવાનો. વિચાર આવી જાય તો તેને પકડવાનો નહિ, છોડી દેવાનો, એમને એમ મૂકી રાખવાનો. તમારા મંત્રજપ પછીનું, પ્રાર્થના પછીનું એ બે મિનિટનું મૌન, એને જે કાંઈ કરવું છે તેનો અવકાશ આપે છે. પ્રાર્થના, મંત્રજપ પછી પણ એ તમને કામ વિનાનો જોતો જ નથી, ભરાઈ રહેલા જ જુએ છે. તું પ્રાર્થના કરે છે પણ મારે માટે ખાલી જગ્યા તો છોડતો જ નથી. તું કહેને કે હું કયા સમયે તારું કામ કરું? તને હું કેવી રીતે ઘડી દઉં એ તું બોલ તો ખરો?

મારું કહેવાનું તાત્પર્ય એ છે કે એને ઘડવાનો અવકાશ તો આપો, પરંતુ આપણે તો આવો અવકાશ આપતા જ નથી. તમે પ્રાર્થના ના કરો કે બાવની ના કરો એવું મારું કહેવાનું નથી. તમે દત્તબાવની કરો, જેટલા પાઠ કરવા હોય એટલા પાઠ કરો પણ વચ્ચે એને એવો અવકાશ આપો કે એ તમને પણ કાંઈ કરી શકે. તો કરવાની એવી બહુ ઉતાવળ ના કરવી, એને પણ કાંઈક કરવા દેવું. કર્તાપણના બોજામાંથી થોડા હળવા બનતા જાઓ. આખરે તો આપણે બધાને એક દિવસ તો કશું કરવાનું ન રહે એવી જગ્યાએ સ્થિત થવાનું છે. કરવા માત્રથી પર એવું આપણું જે શુદ્ધ-સ્વરૂપ છે ત્યાં આપણે વિરામ લેવાનો છે. કરો તો એવું કરો કે પછી કરવાનું જ મટી જાય.

સ્વામી રામતીર્થ તો કહે છે કે "મેરા રામ મુજકો જપે, મેં પાઉં આરામ" હું શું કરવા આંગળાના વેઢાથી જપું કે માળાથી જપું? શા માટે જપું? હું તો બસ! એની અંદર એકદમ ઓગળીને સ્થિર થઇ ગયો છું એટલે એને જરૂર હોય તો બેઠો બેઠો એ મારું સ્મરણ કરશે.

ભક્તિનું આપણું આખરી ધ્યેય તો આ જ છે ને! જેને કશું જ કરવું નથી, કાંઈ જ કરવું નથી- જપ નહિ, પાઠ નહિ, ઓમ્ નહિ, બસ કશું જ કરવું નથી- એ ભૂમિકા શુદ્ધ

સ્વરૂપની ચૈતન્ય સ્વરૂપની અવસ્થાની છે. આપણે આજે નહિ તો હજારો જન્મો પછી એ સ્થિતિએ જઇશું, એ સ્થિતિએ પહોંચીશું તો જ આપણને સાચા સુખની, સાચી શાંતિની જે શોધ છે તે પ્રાપ્ત થશે. તમે એમાં જેટલી ઉતાવળ કરશો એટલા જલદી પામશો. તમે તમારા આવેશમાં જેટલી મંદતા લાવશો એટલું લંબાઇ જશે. ઉતાવળ હોય એણે ઉતાવળ કરવાની. જેણે ધીરેથી કરવું હોય તેની વાત તે જાણે.

ઘણા લોકો મને એમ પૂછે છે કે દેહના શા દુકાળ પડ્યા છે? આ તમે શું કામ આટલી બધી મહેનત કરો છો? આટલી બધી ઉતાવળ શી? એક ભાઇ મને કહે કે તમે શું કામ આ ચાર વાગે ઊઠીને ભગવાનનું નામ લો છો? દેહના ક્યાં દુષ્કાળ પડ્યા છે? આ જન્મે નહિ તો બે, ચાર, પાંચ, પચાસ, સો, પાંચસો, હજાર જનમ લઇશું. મેં કહ્યું કે આ તક આવી છે, પ્રભુએ આવું સુંદર શરીર, આ સાંગોપાંગ બધી જ ઇંદ્રિયો આપી છે, કેવો મહામૂલો માનવદેહ આપ્યો છે અને આવો સાક્ષાત્ પ્રભુસ્વરૂપ ગુરુમહારાજ મને મળ્યો છે તો પછી હવે હું શાને રાહ જોઉં? આ વાત વચ્ચે એટલા માટે આવી ગઇ કે જેને ઉતાવળ છે, તેણે તો આટલી ઉતાવળથી કામ લેવું જ જોઇએ, પણ આપણી મૂળ વાત પ્રાર્થનાની, કે આપણે ધીરે ધીરે પાઠ, પૂજા, જપ-તપ, ઓમ્, ધ્યાન બધું જ કરવાનું પણ એને તમારા પર જે કરવું છે તે કરવાનો સમય આપો. બસ! આ એક જ વાત છે. પ્રાર્થના કરી એટલે પૂરી થતાંની સાથે જ પોથી બાંધીને તરત જ ઊભા થવાનો આપણો જીવ છે, પરંતુ એમ નહિ. બે મિનિટ માટે ભગવાનને સરસ અવકાશ આપીએ કે હું જે બોલ્યો તે મારો ઉપાસ્ય દેવ, તમે એને જે સ્વરૂપે માનતા હો તે સ્વરૂપે, મારી સામે બેસીને મારું જ સાંભળે છે અને હવે હું અત્યારે જે બે મિનિટ બેઠો એ હું એના સિવાય કોઇનોય નથી. બસ? એના બે મિનિટ માટે બનેલા તમને એ બહાર ત્રેવીસ કલાક ને અઠ્ઠાવન મિનિટ સંભાળશે, તમારી સંભાળમાં એ બેઠો છે.

આપણને ભૂખ લાગી હોય તો ખોરાકની શોધમાં નીકળ્યા પછી, ખોરાક શેનો શેનો બને છે, કઇ વસ્તુનો બને છે એ જાણીને, એની સામગ્રી એકઠી કરીશું. હવે સામગ્રી એકઠી કરીને બેસી રહીએ તો પણ નહિ ચાલે. એ જ રીતે આપણે જીવનમાં આ માનવદેહમાં આવ્યા પછી આપણે શું કરવાનું છે એની સામગ્રી ભેગી કરવાની છે. એક વખત થાય એટલી સામગ્રી ભેગી કરી લો, જેટલી બને તેટલી સામગ્રી ભેગી કરી લો.

એક વખત તમે તમારા વિશે, પરમાત્મા વિશે અને તમારે શું કરવાનું છે એ વિશે વિચારી લો. આ ત્રણ ચીજ છે. તમે કોણ છો? જેને આપણે ભગવાન કે પરમતત્ત્વ કહીએ એ કોણ છે? એ કેવી રીતે આપણી અંદર અને કેવી રીતે વિશ્વમાં છે એટલું જાણી લો, આટલું બરાબર સમજી લો. આ એક વાત થઇ. આમ સામગ્રી તો એકઠી થઇ ગઇ. હવે? જો એ સામગ્રીની રસોઇ કરીને ખાઇએ નહિ તો?

"હરિનું નામ રસાયણ સેવે પણ જો પથ્ય પળાય નહિ" એવું ભજન છે. એ રીતે અને પ્રભુને જો વિશ્વસ્વરૂપે સ્વીકારતા હો તો એ વિશ્વમાં રહેલા દરેકે દરેક માનવ, એકેએક વસ્તુ, સર્જનમાત્ર એ એનું જ છે અને તમારો જીવન-વ્યવહાર પણ આવું સમજ્યા પછી એની સાથે યોગ્ય રીતનો હોવો જોઇએ.

આ બધું સર્જન માત્ર ભગવાનનું જ હોય તો આપણે એની સાથે કેવી રીતે વર્તવું જોઇએ? બસ! આ વર્તવાની વાતનો જે ભાવ તમારામાં ઊભો થયો, સમજ આવી એ સમજ માત્ર જ તમને એક દિવસ એની સાથે એકતા કરી દેશે, પણ જીવશો તો. જાણેલું કામમાં નહિ આવે, જીવેલું કામમાં આવશે. બસ! જીવન બનાવી આપો. ભલે ધીમી ગતિએ બને પણ જેટલું બને તેટલું, તો તમે જીવી જ ગયા છો. આપણે બધા આવા ભગવત્‌સ્વરૂપ ગુરુમહારાજના કહેવડાવીએ તો બાપજી આપણી પાસેથી એટલી અપેક્ષા તો રાખે જ કે આ મારો કહેવડાવે છે તો એક દિવસ મારો સાચો ક્યારે બને? એમને તો આપણને બધાને પોતાનું સ્વરૂપ જ આપવું છે. એમને તો પોતાનું સ્વરૂપ સમજાવવું છે કે "તત્ત્વમસિ"- "તે તું જ છે." આખી બાવનીનો આ સાર છે.

આ આપણા જીવનમાં પોતાની સુધારણાનો પથ છે તે કોઇને બતાવવા માટે નથી કે હું આ કરું છું પરંતુ સ્વ-સુધારણા માટે કરવાનું છે. પોતાની જે ભૂલો હોય તે એક એક વીણીને દૂર કરવા માટે આ ગુરુમહારાજનું ચરણ છે, એનું શરણ છે, અને તમે તમારી જેટલી ભૂલ જવા દો, દૂર ના કરો તો એની એ ભૂલો તમને એક દિવસ પેલો લોખંડનો ભાલો હોય અને એ જેમ ખૂંચે તેમ તમને જ ખૂંચશે. આપણને પ્રભુએ એક તક આપી છે. આપણને માનવદેહ આપ્યો, ને આવી સમજવાની શક્તિ આપી છે. પ્રભુએ આપણને હર્યુંભર્યું વિશ્વ, આપણને કુટુંબ-કબીલો આપ્યો છે, તો તેમાંથી સમય કાઢીને આપણે જેટલું બને તેટલું આ માર્ગે પ્રયાણ કરવાનું છે.

---

**ઝાલે સદ્‌ગુરુ આવી બાંહ્ય, તો જ ભેદ એ ખુલ્લો થાય.**

---

આટલી સભાનતા ગુરુમહારાજે આપી છે તો એ મળેલી તકને હવે સંભાળજો. આપણે જેટલું બને તેટલું સમજીને જીવનમાં ઉતારીએ, તમે ઉતારજો એમ નહિ કહું. હું મારી જાતને પણ બધાની સાથે જ રાખું છું. મને અહીંયાં બેસાડ્યો એટલે હું તમારાથી કાંઇ અલગ એકમ નથી. તમારો જ છું, તમારામાંનો જ છું, હું આખા વિશ્વનો છું. મારો ગુરુમહારાજ આખા વિશ્વમાં છે. ભગવાન બધે જ છે એવું કહ્યા પછી આપણે એટલા સભાન થઇએ કે જે ભગવાન બધે છે તે મારા હરેક વિચારને, વર્તનને જોઇ રહ્યો છે. એટલે પછી હું આ કરીશ તો શું? બસ! જો આટલું તમારામાં આવી ગયું તો પછી ધીરે ધીરે તમારામાં સમજ આવી ગઇ કે આ નહિ થાય, આ નહિ કરાય, આવું નહિ કરું. બસ! આ "નહિ"ની સમજ એક વાર તમારામાં આવી ગઇ એટલે પછી તમારામાં તમારું કાંઇ જ નહિ અને તમે તેમનામાં જ સમાઇ જશો.

ગુરુમહારાજના ચરણમાં બેસીને મને જેટલું સમજાયું, મારા સ્વાનુભવના નિચોડરૂપ જે લાગ્યું તે મારી ગાંડી ઘેલી ભાષામાં જણાવ્યું છે. મને તો એમ થાય કે આપણે બધા ગુરુમહારાજમાં શા માટે ના સમાઇ જઇએ? બધા જ સમાઇ જઇએ. એમાં આપણને વચ્ચે શું નડે છે? જે નડતું હોય તેને દૂર કરો, કરીએ. આપણે દૂર કરીને સાથે રહીએ. બસ! આ મારો ભાવ છે. તમને આથી વિશેષ હું શું કહું? જો હું એમ કહું કે બધામાં મારો ગુરુમહારાજ છે, બધામાં દેખાય છે પણ એ પૂરતું નથી. એ વાણીનો વિષય જ નથી, એ કહેવાની વસ્તુ જ નથી, પણ અનુભવવાની વસ્તુ છે.

આપણી દત્તબાવનીનો આ સાર છે.

**અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત !**

મા. સુદ ૨, ૨૦૪૯ — અશોકભાઇ સામરિયાને ત્યાં, અમદાવાદ
તા. ૨૪-૧-૧૯૯૩ — ૨૪ કલાકની દત્તબાવનીની સમાપ્તિ પ્રસંગે,

**નોંધઃ-** બિન ગુજરાતી-હિંદીભાષી-અને પૂ.શ્રી રંગ અવધૂતજીથી આછાં પરિચિત અને ઓછાં પરિચિત ઘણા ભક્તો હોવાથી એકદમ સાદી, સીધી ને સરળ ભાષામાં પ્રવચન છે.

# સુખનો સરળ માર્ગ

૨૭ સપ્ટેમ્બર ૨૦૦૪,
ફેરફીલ્ડ, આઈઓવા
યુ.એસ.એ. (અમેરિકા)

મારાં પ્રેમાળ કુટુંબના બેનો અને ભાઈઓ,

હું અહીં આપને શીખવવા કે બોધ આપવા નથી આવ્યો. આ એક આપ સૌના ભાઈ તરીકેની વાત છે.

પરમાત્માના વિપુલ સર્જનમાં સૂર્ય, આકાશના તારા અને પૃથ્વી છે. પૃથ્વી ઉપર એમની સમૃદ્ધિ- નદીઓ, દરિયો, ખડકો અને પર્વતો છે; ટેકરીઓ અને ખીણો છે, છોડ અને ફળ-ફૂલ-પાન સહિતનાં વૃક્ષો છે તથા પક્ષીઓ અને પશુઓ છે. વળી માનવ એ પણ પરમાત્માનું ઐશ્વર્ય છે. આ બધાંને જીવન છે-આત્મતત્ત્વ છે. તે સર્વને-તેનાં અસ્તિત્વને સહેજ પણ દુઃખ કે તકલીફ આપો નહિ.

વીજળી, પાણી, હવા અને ગેસ એવા કોઈ પણ સ્વરૂપની શક્તિ વાપરતી વેળા સાવધાની રાખો. છેલ્લે હું કહીશ કે ખાદ્યમાં અને વાણી વાપરવામાં થોડા કંજુસ બનો- રક્ષક બનો. જેટલું ઓછું બોલશો તેટલું બળ મેળવશો. મૌનની સ્થિતિ તમારા મનની શક્તિને મજબૂત કરશે અને ખૂબ પ્રમાણમાં તે શક્તિને ભેગી કરશે. તેથી તે શક્તિઓને ખૂબ અલ્પ પ્રમાણમાં વાપરશો. આ પ્રભુએ આપેલાં વરદાનો છે. પરમાત્માએ ઉત્પન્ન કરેલ પ્રાણીઓ માટે આ વરદાન જાળવા માટે અને તેને મેળવવા માટે પ્રયત્નની જરૂર રહે છે. વળી તે માનવજાત માટે એક સંશોધનનો પણ વિષય છે.

પ્રત્યેક મનુષ્ય અને પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવે વર્તન કરે જેથી તમો એકરૂપતા અને પ્રેમભાવ અનુભવો. ખાસ કરીને નિઃસ્વાર્થ પ્રેમ અંદરનો ઊંડો આનંદ આપે છે અને દૈવી સુખનું ઇનામ અર્પે છે.

ઘણી વાર અમે નોંધ્યું છે કે કોક કોક કહે છેઃ- "હું આધ્યાત્મિક દોરવણી આપનાર ગુરુ છું. આ મારો શિષ્ય કે આ મારા શિષ્યો છે." આ પ્રકારનો સંબંધ કહેવાતા શિષ્યોને

નીચી કક્ષાએ કે નિમ્ન સ્તરે મૂકે છે. હું આ જાતના સંબંધને કે વૃત્તિને યોગ્ય સંબંધ તરીકે જોતો નથી.

પરમાત્માના સામ્રાજ્યમાં બધા જ સરખા છે.

વધુમાં કોઇ પ્રત્યે પણ અનાદર, ઉપેક્ષા કે અપમાનભરી વર્તણુક ન રાખવી એ જ ઉત્તમ છે. ગમે તે દેશની કે ગમે તે ધર્મની વ્યક્તિ-પુરુષ કે સ્ત્રી હોય તેના પ્રત્યે ડહાપણભર્યું વર્તન રાખો. અણગમો, ધિક્કાર કે દ્વેષ ન બતાવવો. એથી સામો પ્રતિકાર થાય છે અને તે તમારા મન ઉપર અસર કરે છે.

આપણે માનવજાત એ માનવોની છે એવી ઓળખ રાખવી જોઇએ. ભેદો અને અંતરાયો જેવાં કે જ્ઞાતિ, ધર્મ, દેશ અને સમાજ-કાળો, ધોળો કે પીળો- એ મનુષ્યોના મનની પેદાશ છે.

દરેક શરીરમાં વહેતો જીવન પ્રકાશ એ પરમ આત્માના એક સૂત્રથી ગૂંથાએલો છે. આપણે દરેક જણ પરમ તત્ત્વના હારનાં એક એક મોતી છે. આ એક સમગ્રતાનું, અમરત્વનું, અખંડતાનું અને અવિભાજ્ય એકતાનું મૂર્તરૂપ છે.

તમારી સાથે બીજો જેવી રીતે વર્તવા ઇચ્છો તેવી રીતે તમો બીજા સાથે વર્તો. તમો બીજો તમારી સાથે કેવું વર્તે એમ ઇચ્છો? દરેક માયાળુ અને પ્રેમાળ વર્તન વખાણે છે અને તેને આદર આપે છે. પરમાત્મા દરેકમાં વસે છે. આ સમજણથી આપણે એકબીજા સાથે આદરપૂર્વક વર્તવું જોઇએ.

મારા આદરણીય ગુરુજીએ એક સુંદર સૂત્ર આપ્યું છેઃ “પરસ્પરદેવો ભવ.” “એકબીજા તરફ દેવ ભાવ રાખો.”

બધા જ ધર્મો આપણા છે. બધા જ ભગવાન આપણા છે. માણસે માનવને મદદ કરવી જોઇએ અને પરસ્પર મદદરૂપ થવું જોઇએ. એકબીજાને સહકાર આપવો જોઇએ. વિશ્વમાં શાંતિ સ્થાપવાનો અને તે જાળવી રાખવાનો આ એક જ માર્ગ છે.

મનુષ્ય પ્રત્યેની કર્તવ્યભાવના એ જ મોટો ધર્મ છે. માનવધર્મ એ જ એકમેવ ધર્મ છે.

બધા જ ધર્મો મારા ધર્મ છે પણ માનવતા એ મારો સાચો ધર્મ છે.

પ્રત્યેક શરીરને-મનુષ્યને એક યા બીજો સદ્‌ગુણ મળેલો છે. નિરીક્ષણ કરો અને સારા ગુણો શોધી તેને અપનાવો.

દત્તાત્રેય ભગવાન ૨૪ ગુરુઓ પાસેથી શીખ્યા હતા. (બધી જ પરિસ્થિતિ અને સંજોગ આપણને કોઇને કોઇ બોધ આપે છે અને આપણી આધ્યાત્મિક પ્રગતિ પર પ્રકાશ પાથરે છે.) એ જ રીતે તમારા ગુરુ કે આધ્યાત્મિક પથદર્શક પાસેથી જે કોઇ બાબત તમો જાણો તો તે તમને પ્રગતિ માટે અથવા આધ્યાત્મિક પથ ઉપર આગળ વધવામાં મદદરૂપ થાય છે. તેથી જો આપણે પ્રત્યેક પાસેથી સારા સારા ગુણો લેવાનું શીખીએ તો આપણે સ્વયં સારા થઇશું.

મારા ગુરુમહારાજ પૂ.શ્રી રંગ અવધૂતજી કોઇ પાસે ગુરુનું સ્થાન લેતા જ નહિ. આ જ પરંપરા પ્રમાણે હું પણ કોઇનો ગુરુ નથી અને ક્યારેય થઇશ નહીં. પૂ.શ્રી રંગ અવધૂતજી સદા કહેતાઃ પ્રત્યેક સ્થળે અને પ્રત્યેકમાં મારા ગુરુમહારાજ વસે છે. તો હું કોઇનો પણ ગુરુ કેવી રીતે થઇ શકું?

તેથી હું દરેકના ભાઇ તરીકે જ વર્તું છું. હું અહીં ઉપદેશ આપવા અથવા કોઇ ધર્મને શીખવવા આવ્યો નથી. મારા ગુરુજી પાસેથી હું જે શીખ્યો છું તે એક મિત્ર તરીકે તમને આ બધું કહ્યું છે. તમારે એમાંથી જે ગ્રહણ કરવું હોય તે લેવાનું કામ તમારું છે. જો તમને સારું લાગે તો ગ્રહણ કરજો, નહિ તો છોડી દેજો.

હું મારા ગુરુમહારાજનું મૂર્તસ્વરૂપ તમારામાં નિહાળું છું. તમો બધા મને ખૂબ જ ગમો છો. હું તમને ખૂબ જ પ્રેમ કરું છું. મારા વંદનો સ્વીકારશો.

હું મારા વંદનો તમને પાઠવું છું.

ૐ
આપનો પ્રેમાળ પ્રેમ

રંગકુટિર
લીંચ-૩૮૪ ૪૩૫.
જી. મહેસાણા, ઉત્તર ગુજરાત
ભારત.
ટેલિ.: (૦૨૭૬૨) ૨૮૩ ૩૪૩.

(Continue from Title Page - 3)

In addition, it is better not to show an attitude of disrespect, disregard or insult towards anyone. Whatsoever country-fellow one may be or religion he/she may be practicing, be wise and don't show any kind of dislike, hatred or repulsion. This reacts and reflects on your mind.

We must recognize that the human race is the humanbeing! The differences and discriminations such as race, religion, country and society-whether black, white or yellow-are created by humanbeings' minds.

Life-spirit existing in everybody is laced with one thread of Supreme Being. We are each a pearl on the garland of the Supreme. This is a form of wholeness-eternity-integrity and indivisible oneness.

Behave with others in such a manner as you would have others behave with you. How would you like others to behave? Everyone appreciates and respects kind and loving behavior. God dwells within everyone. With this understanding, we must behave respectfully to each other.

My spiritual master has given a beautiful aphorism:

Invoke the Divine in each other.

Respect each other as God.

All religions are ours. All Gods are ours. Man should help and be useful to man, cooperate with each other. This is the only path to achieve or maintain real peace in the world.

Duty towards humanbeings is the greatest religion: there is only one religion, the religion of mankind.

**(P.T.O)**

All religions are my religion, but humanity is my real religion.

Everybody possesses one or another kind of good quality. So, observe and grasp good qualities and adopt them.

Lord Dattatreya learned from 24 Gurus (all situations and circumstances provide lessons that we can reflect upon for our spiritual growth). In the same way, any object that you learn from is your Guru or spiritual master- this one helps you to progress or proceed further on your spiritual path. So, if we learn to take good qualities from everybody, we will automatically become good.

My Guru-Maharaj, Rang Avadhutji, never accepted the status of Guru from anyone. On account of that tradition, I am not a Guru of anybody, and will never become one. Rang Avadhutji used to say: everywhere and in everybody dwells my Guru-Maharaj. So how can I become a Guru to anybody?

I behave as a brother of everyone. I have not come here to preach or teach any religion. I have told you all of these, as a friend, what I have learned from my Guruji. Whatever you want to absorb or adopt, it is up to you. If you feel good, take it; if you don’t feel good, leave it.

I observe the mainfestation of my Guruji in all of you. I like you all so much. I love you all so much. Please accept my salutations. I send my salutations to all.

Rang-Kutir
Linch, Pin-384 435
District: Mehsana
Gujarat, India.
Tel: +02762-282343

**OM**
**Your loving Prem**

# Simple way to Happiness

27 September, 2004
Fairfield, Iowa, USA

Sisters and brothers of my loving family.

I have not come here to teach or preach to you. This is a talk of your brother.

The creators' abundance is the sun, the stars in the sky, and the earth. The creators' riches on the earth are the rivers, ocean and lakes, rocks and mountains, hills and valleys, plants, trees with leaves and fruits, birds and animals. Also, the human being is the wealth of Lord God. These all have life-spirit. Give the least pain and trouble to all of these beings.

Be cautious to use energy in any form, such as light, water, air, and gas. Last but not least, conserve food and your speech. The less you speak, the more strength you gain. The state of silence will strengthen the ability of our mind and will accumulate our energy tremendously. Use these energies at their minimum level. These all are the gifts of God. To preserve these gifts for Lord God's creation requires an effort for achievement, and is a great subject of research for mankind.

Behave as a companion of all humanbeings and all creatures, so that you feel eqality and enjoy love. Particularly, selfless love delights you deeply and awards divine happiness.

Very often, we observe that somebody says: "I am the guide for the spiritual path (or Guru), and this one is my disciple, or these are my disciple." This relationship keeps so-called disciples at a lower stage or a lower level. I do not consider this a proper type of relationship or attitude.

In the Kingdom of Lord God, everyone is equal.

(Continue on Page no. 121)

# સેવક સચ્ચિદાનંદ થાય

સેવા સેવા શું કહો, સેવા સહુ સુખમૂળ,
ભાવે સદ્‌ગુરુ સેવતાં, થાયે જગ અનુકૂળ. ...૧.

ગુરુસેવા પ્રેમે કરી, ધરે ન ઉર અભિમાન,
ગુરુવૃત્તિ પરખી રહે, સેવક બને અમાન. ...૨.

ગુરુવૃત્તિ તે આપણી, ગુરુમાં આપ સમાય,
થતાં વૃત્તિ બે એક ત્યાં, સેવક સચ્ચિદાનંદ થાય. ...૩.

સમગ્રતામાં મહાલતો, સાચો સદ્‌ગુરુ તેહ,
એવા સદ્‌ગુરુ સેવતા, ક્યાંથી રહે સંદેહ? ...૪.

ગુરુ-આજ્ઞા પૂર્વે સ્ફૂરે, શિષ્ય તણા મન માંહ્ય,
એવા શિષ્યને શોધવા, ફરે ગુરુ જગ માંહ્ય. ...૫.

મનથી સેવા જે કરે, ભલે હોય ગુરુ દૂર,
સેવા મર્મ સમજી લહે, એને ક્યાં ગુરુ દૂર? ...૬.

પ્રેમ પ્રેમ જન શું કરો, પ્રેમ સબકુછ ભાય,
પ્રેમે સદ્‌ગુરુ સેવતાં, પ્રેમ પ્રેમમય થાય. ...૭.

પ્રેમ થયે પડદો ખસે, પરમેશ્વર દેખાય,
પ્રેમ વિના સહુ વ્યર્થ છે, પ્રેમ-રંગ રંગાય. ...૮.

પ્રેમ અવધૂત